## પુનર્મુદ્રણ

પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય-નડિયાદ તરફથી ગુપ્તનામસેવાપરાયણ એક વૈષ્ણવના દ્રવ્યસાહાય્યથી આ પુનર્મુદ્રણ કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, જેમાં આવશ્યક શુદ્ધિ સાથે ગૂજરાતી અનુવાદમાં કેટલાક અઘરા શબ્દો સરલ કરવામાં આવ્યા છે તેમ જ જોડણી શુદ્ધ કરવામાં આવી છે. આ ગ્રન્થનું પુનર્મુદ્રણ કરવાની અનુમતિ આપવા માટે પ. ભ શ્રી. ધીરજલાલ સાંકળિયાના, પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય-નડિયાદના સંચાલકો તેમ જ આ સંપાદક આભારી છે.

વસન્તપચમી, ૧૯૯૮
મીઠાખળી-અમદાવાદ

કેશવરામ કા. શાસ્ત્રી

वि स १९९८ श्रीवल्लभाब्दा. ४६३ ई स. १९४२

द्वितीयावृत्तिः प्र. ५००
मूल्यं १० आणकाः

प्रकाशक. रतिलाल मो. दोशी
मन्त्री – पुष्टिमार्गीय पुस्तकालय
नडियाद

मुद्रक मणिलाल पु. मिस्त्री, बी. ए.
स्थानम् – आदित्य मुद्रणालय
रायखड, अमदाबाद

# નિવેદન

૧. સિન્ધદેશાન્તર્ગત ઠઠ્ઠાનગરનિવાસી ભગવદ્ધર્મપરાયણ શેઠ જેઠાનન્દ હીરાનન્દ કરાણીના ભાઈ જેઠાનન્દ ધનમલ કરાણીની પરલોકવાસી પુત્રી બાઈ પડલીબાઇના દ્રવ્યથી આ નવરત્ન ગ્રન્થનું પ્રાકટ્ય થાય છે. સદરહુ બાઇ પડલીબાઇનાં લગ્ન ઠઠ્ઠાના શેઠ તુલસીદાસ ઇસરદાસ સાથે થયાં હતાં.

૨. નવરત્નની શ્રીગુસાંઇજીની વિવૃતિ અને શ્રીપુરુષોત્તમજીનો પ્રકાશ એમ બે ગ્રન્થના આશયનો સંગ્રહ કરી સંપ્રદાયના પ્રસિદ્ધ શાસ્ત્રિવર્ય કલ્યાણજીભાઈ કાનજીએ ગુજરાતી ભાષામાં અનુવાદ યોજ્યો છે. ઉક્ત શાસ્ત્રીજીનો અમે તદર્થ ઉપકાર માનીએ છીએ. ગુર્જર અનુવાદને અન્તે ગુજરાતીમાં 'નવરત્ન-તાત્પર્ય' છાપ્યું છે. આ તાત્પર્ય અમે દશેક વર્ષ ઉપર લખ્યું હતું, અને નડિયાદના વૈષ્ણવ ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહે પોતાના તરફથી પ્રકટ થતી ષોડશગ્રન્થની માલામાં છાપ્યુ હતું. તે તાત્પર્યને શોધી સ્વલ્પ સુધારા વધારા સાથે અત્ર છાપ્યુ છે. આથી સંસ્કૃત જાણનાર અને નહિ જાણનાર વૈષ્ણવ માત્ર આ ગ્રન્થનો આદર કરી શકશે.

૩. નવરત્ન ગ્રન્થ શ્રીમહાપ્રભુજીએ નિજ કૃપાપાત્ર સેવક ગોવિન્દ દવેને ઉદ્દેશીને પ્રકટ કર્યો છે. આ ગ્રન્થનું પ્રાકટ્ય શ્રીસુબોધિનીજીના પ્રાકટ્યથી પૂર્વ થયેલું લાગે છે. શ્રીસુબોધિનીજીમાં નવરત્નના કોઇ કોઇ શ્લોકનો ઉપન્યાસ જોવામાં આવે છે. આ ગ્રન્થ નવરત્ન શાથી આચાર્યશ્રીએ કહ્યો એનું સ્પષ્ટી-કરણ શ્રીમુરલીધરભટ્ટ પોતાની ટીકામાં સ્પષ્ટ કરે છે. નવરત્ન ઉપર શ્રીગુસાં-ઇજીએ ટીકા લખી છે, અને શ્રીગુસાંઇજીની ટીકા ઉપર શ્રીપુરુષોત્તમજી અને કાકા શ્રીવલ્લભજીએ વિવરણ લખ્યાં છે. શ્રીમુરલીધરભટ્ટજીએ નવરત્ન ઉપર સ્વતંત્ર ટીકા લખી છે. આ ઉપરાન્ત લાલૂભટ્ટજીએ નવરત્ન ઉપર બે સ્વતંત્ર લેખ લખ્યા છે. આ બન્ને સ્વતંત્ર લેખ શ્રીગુસાંઇજીના નવરત્નપ્રકાશની એક બે પંક્તિ સ્પષ્ટ કરવાને લખ્યા છે. આ સ્વતંત્ર લેખમાંનો બીજો લેખ લાલૂ-ભટ્ટજીના નિર્ણયાર્ણવમાં મુદ્રિત છે. આ લેખમાં 'अन्यथा दारपरिग्रहोत्तरक्षण...... तत्परिग्रहवैयर्थ्यापत्तिः' એ શ્રીગુસાંઇજીની પંક્તિ એની પૂર્વની પંક્તિ સાથે લાગતી નથી એમ જણાવી શંકાસમાધાન કરવા પ્રયત્ન આદર્યો છે. આ પંક્તિ એમના લખ્યા પ્રમાણે 'गायत्र्युपदेशजसंस्कारवत्त' પછી આવે છે. પરંતુ નવ-રત્નની શ્રીગુસાંઈજીના પ્રકાશની બહુ પ્રાચીન અને સુંદર શુદ્ધ દશ બાર પ્રતિઓ અમને પ્રાપ્ત થઈ હતી, એમાંની એક બે પ્રાચીન પ્રતિ ઉપર 'निवेदनस्य.......कार्यः' એ પંક્તિ જે અમે આ પુસ્તકમાં ચોથા પૃષ્ઠ ઉપર કૌંસમાં મુદ્રિત કરી છે તે અધિક જોવામાં આવે છે. એ અધિક પંક્તિ કોણે

ઉમેરી અથવા ક્યાંથી આવી તે અમને જ્ઞાત થયું નથી, તથાપિ એ પંક્તિ પ્રાચીન પ્રત ઉપર જ પ્રાચીન અક્ષરોમાં લખેલી જોવામાં આવી છે. તેથી અત્રે શ્રીગુસાંઇજીના પ્રકાશમાં કૌંસમાં છાપી છે. સંભવ છે કે બહુ પ્રાચીન સમયથી શ્રીગુસાંઇજીના પ્રકાશમાંથી લેખકના પ્રમાદથી એ કૌંસમાં છાપેલી પંક્તિ રહી ગઈ હોય, અને તેથી એ પંક્તિ વિનાની પ્રકાશની અન્ય પ્રતો થઈ. તેથી કોઈ મહાનુભાવી બાલકે પ્રકાશની પ્રતને મૂલ પ્રતની સાથે સરખાવતાં આ પંક્તિની ત્રુટિ માલૂમ પડતાં પોતાની પ્રત ઉપર લખી લીધી હોય. અથવા તો તેવા જ કોઇ બાલકે લાલૂભટ્ટજીની માફક પોતાને અસંગતિ પ્રતીત થતાં અર્થ ઘટાવવાને આ પંક્તિ ઉમેરી પણ હોય. તોપણ આ કૌંસમાંની પંક્તિથી પ્રકાશનો અર્થ બંધ બેસી રહે છે, અને તેથી લાલૂભટ્ટજીનો પ્રયત્ન ઐતિહાસિક દૃષ્ટિએ જ ઉપયોગી લાગે છે.

૪. નવરત્નના યાવત્પ્રાપ્ય સંસ્કૃત સાહિત્યનો સંગ્રહ કરી શોધી અત્ર પ્રકટ કર્યું છે. શ્રીગુસાંઇજીનો નવરત્નપ્રકાશ પ્રાચીન શુદ્ધ દશેક પ્રતિ ઉપરથી શોધી પ્રકટ કર્યો છે. શ્રીપુરુષોત્તમજીની નવરત્નપ્રકાશવિવૃતિ તથા કાકા શ્રીવલ્લભજીની નવરત્નપ્રકાશટીકા પણ બહુ સારી પ્રાચીન પ્રતિઓના આધારે શોધી છપાવી છે. શ્રીમુરલીધરભટ્ટજીની ટીકા માત્ર બે પ્રતિ ઉપરથી છપાવી છે. આ ટીકાની શોધમાં અમે બહુ શ્રમ લીધો છે, તોપણ અમને તન્મુદ્રણમાં સંતોષ થયો નથી. આ શ્રીમુરલીધરભટ્ટજી કોણ અને ક્યારે થયા તે પણ અમને જ્ઞાત થયું નથી.* આ સંસ્કૃત સાહિત્ય અમને પં. ગટ્ટૂલાલજીના પુસ્તકસંગ્રહમાંથી, પોરબંદરવાળા શ્રીરણછોડલાલજી, સુરતવાળા શ્રીવ્રજરત્નજી, શાસ્ત્રીજી મુખ્યાજી ગોકુલદાસજી તથા શાસ્ત્રી ચીમનલાલ આદિ તરફથી મળ્યું છે. આ સર્વનો અમારા ઉપર પરમ ઉપકાર થયો છે.

૫. શ્રવણ કર્યું છે કે શ્રીગોકુલેશે નવરત્ન ઉપર ટીકા લખી છે, તથાપિ તેનું દર્શન કરવાનું સૌભાગ્ય અમને ક્યાંય પણ થયું નથી. સંભવ છે કે શ્રીગુસાંઇજીની વિવૃતિમાં આપે કવચિત્ ઉમેરો કર્યો હોય. આવો કોઇ ઉમેરો એ વિવૃતિમાં પાછળથી થયો છે એમાં તો સંદેહ નથી. એવો એક ઉમેરો જે અમને મળ્યો તે અમે ટિપ્પણમાં સૂક્ષ્મ અક્ષરમાં છાપ્યો છે.

૬. દ્રવ્ય આપનાર શેઠ કરાણી-તથા ઉપર જણાવેલા શ્રીગોસ્વામિબાલકો તથા વિદ્વાનોના સાહાય્યથી આ પરમ પ્રેમ અને પરિશ્રમથી સિદ્ધ થયેલો ગ્રન્થ શ્રીમત્પ્રભુચરણકમલમાં સમર્પીએ છીએ.

દોલોત્સવ, ૧૯૮૧ }
મુંબઈ }

મૂલચન્દ તેલીવાલા
વૈદ્યલાલ સાંકલીઆ

* ગોપાલપ્રસાદાત્ લખતા-હોવાથી આ ભટ્ટજી કાશીના તો નહિ હોય ! કે. કા. શાસ્ત્રી

# नवरत्नम् ।

નમીને શ્રીમહાચાર્ય, પ્રભુ શ્રીવિઠ્ઠલેશને,
નવરત્નપ્રકારે જે વાણી છે તેહ સેવિયે.

**સિદ્ધાન્તરહસ્ય** ગ્રન્થમાં આત્મનિવેદન કરનારાઓને આત્મનિવેદન થતાં પહેલાના દોષના નાશનો અને ત્યારપછી દોષની અનુત્પત્તિનો (ઉત્પત્તિ ન થાય તેનો) ઉપાય ભગવાને કહ્યો છે. બ્રહ્મસંબંધ કરવાથી સર્વ પૂર્વે થયેલા દોષની નિવૃત્તિ અને સર્વ સમર્પણ કરવાથી ભવિષ્યમાં થનારા દોષની અનુત્પત્તિ થાય છે. તોપણ ત્યાં કહેલો ઉપાય (આત્મનિવેદન) ભોગસાધક હોવાથી માત્ર અલૌકિક ભોગ સિદ્ધ થવામાં તે અનુકૂલ થાય છે, સેવામાં થતા પ્રતિબન્ધોનું નિવારણ એ ઉપાય કરતો નથી. સેવાના પ્રતિબન્ધ દૂર ન થાય તો પછી સેવા **આધિદૈવિક** ન જ થાય. આધિદૈવિક સેવાની સિદ્ધિ ન થાય તો પ્રભુમાં ચિત્તના પરોવાઈજવારૂપ માનસી સેવાનો અસંભવ જ થઇ જાય.

વળી, કાલ પ્રારબ્ધ અને સ્વભાવથી પ્રતિક્ષણ ત્રણ પ્રકારના પ્રતિબન્ધ ઉત્પન્ન થાય છે; જેમકે-ઉદ્વેગ-ભોગ અને પ્રતિબન્ધ (સાધારણ). સેવાફલ ગ્રન્થના વિવરણમાં આપશ્રીએ 'ભોગ સવિઘ્ન તથા અલ્પ હોવાથી ત્યાજ્ય છે' એ શબ્દોથી લૌકિક ભોગની નિવૃત્તિના ઉપાય તરીકે એના સ્વરૂપનો જ વિચાર બોધ્યો છે. સાધારણ પ્રતિબન્ધની નિવૃત્તિના ઉપાય તરીકે બુદ્ધિને જ જણાવી છે, પણ ઉદ્વેગની નિવૃત્તિનું સાધન કાંઈ પણ કહ્યું નથી. જોકે **'અતત્ત્વનિર્ધાર'** (તત્ત્વને નક્કી કરવાપણાનો અભાવ) અને **'અવિવેકને'** પ્રતિબન્ધના સાધક કહેલા હોવાથી એના **પ્રતિયોગી** તત્ત્વનિર્ધાર અને વિવેક એ સર્વ પ્રતિબન્ધની નિવૃત્તિના સાધન તરીકે સૂચિત છે, તોપણ તત્ત્વનિર્ધારના સ્વરૂપનું વિવેચન સંક્ષેપમાં ક્યાંય પણ કહેલું નથી. વિવેકધૈર્યાશ્રયમાં વિવેકનું સ્વરૂપ કહ્યું છે તોપણ તેનું વિવેચન આશ્રયના શેષ-અંગ તરીકે કહેલું છે, સેવાના શેષ તરીકે નિરૂપણ કર્યું નથી.

આ સર્વનો વિચાર કરી આધિદૈવિક સેવાની સિદ્ધિને માટે ત્રણે પ્રકારના પ્રતિબન્ધના નાશના હેતુ સંક્ષેપમાં આપશ્રી જણાવે છે. 'હેતુનો-કારણનો નાશ થાય તો કાર્યનો નાશ થાય' એ નિયમાનુસાર એ પ્રતિબન્ધોના હેતુભૂત ચિન્તાના નાશનો ઉપાય ઉપદેશે છે, તેનું અનુસંધાન કરતા શ્રીમત્પ્રભુચરણ નવરત્નનું વ્યાખ્યાન આરંભે છે. આચાર્યશ્રી ચિન્તા ન કરવી એમ અત્ર આજ્ઞા કરે છે, પણ સ્વભાવને લઇને પ્રાપ્ત થતી ચિન્તા અનિવાર્ય છે-દૂર ન

સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં આત્મનિવેદીઓના ધર્મ 'શ્રદ્ધામૃત' એ વાક્યોમાં ઉપદેશ્યા છે, અને તે ધર્મોનું પાલન શરીરની સ્થિતિ વિના સંભવતું નથી, તેથી શરીરસ્થિતિનો નિર્વાહ નિવેદન કરેલા પદાર્થથી જ કરવો એમ એ ભગવદુપદેશનું તાત્પર્ય સમજાય છે. આથી પ્રભુની ઇચ્છા જાણવી શક્ય છે એમ કહી શકાય નહિ. વસ્તુતઃ ઇચ્છા પ્રભુની તેવી હોય તોપણ જે સેવક છે તેને તો પ્રભુના પદાર્થનો ઉપયોગ ઉચિત ન જ કહેવાય. ભગવાનના વાક્યના તાત્પર્યના અજ્ઞાનને લઇને સેવક જો તત્પદાર્થનો ઉપયોગ કરે તો તે અનુચિત જ કહેવાય. તેથી પ્રભુની ઇચ્છાનું જ્ઞાન હોય તોપણ પ્રત્યક્ષ આજ્ઞાના અભાવમાં સ્વતઃ તેમ કરે તો ભક્તિમાર્ગથી વિરુદ્ધ એવા સ્વાતન્ત્ર્યનો સંભવ હોવાથી ભગવત્પદાર્થનો ઉપયોગ સ્વનિર્વાહમાં સેવકને કરવો ઉચિત નથી.

તદીયના દેહાદિનું પોષણ તદીય અર્થથી થાય તો તેમાં દોષ નથી એમ પણ કહી શકાય નહિ. જેણે આત્મનિવેદન કર્યું છે, તે તદીય, અર્થાત ભગવાનનો થયો, તેના દેહાદિ પણ ભગવાનના થયા. તોપણ તેમાં સ્વત્વનું અભિમાન, એ દેહાદિ મારા છે એમ ભાન, દૂર થયું નથી, તેથી જો સેવક પોતાના દેહાદિનો નિર્વાહ તદીય ભગવાનના પદાર્થથી કરે તો તેમાં દોષ આવે. દેહાદિ ભગવાનના થયા છે અને ભગવાનને તત્પોષણ નિજ પદાર્થથી ઇષ્ટ છે એ જાણવું અશક્ય છે.

આ પ્રકારે જેમણે પ્રભુને સર્વ સમર્પણ કર્યું છે તેમાં ચિન્તા થાય કે પ્રભુને સર્વ નિવેદન તો કર્યું, તથાપિ પ્રભુના સેવારૂપ ધર્મની સિદ્ધિ દેહ વિના થાય નહિ તેથી એ દેહનું રક્ષણ તો કરવું. પણ દેહનું રક્ષણ શાથી કરવું એ પ્રશ્ન છે. પોતે સર્વસ્વ નિવેદન કર્યું છે એટલે પોતાનું તો કાંઇ રહ્યું નથી, તો પછી પ્રભુને નિવેદન કરેલા પ્રભુના પદાર્થથી સ્વદેહાદિનો નિર્વાહ કરવો ? પ્રભુની ઇચ્છા શી હશે તે કેમ જણાય ? તેમ સમર્પિત થયેલા દેહાદિ ભગવાનના છે, તેથી ભગવાનના દેહાદિનું પોષણ ભગવાનને સમર્પણ કરેલા ભગવાનના પદાર્થથી કરવું એમ પણ સ્વીકારવામાં દોષ આવે છે. પ્રથમ તો સમર્પણ કરેલા દેહાદિમાંથી પોતાપણું દૂર થયું નથી તો પછી એ ભગવાનના છે એમ કેમ માની શકાય ? ભગવાને તે પોતાના કર્યા છે એમ પણ પ્રભુની ઇચ્છા કેમ જાણી શકાય ? આ પ્રકારે નિવેદન કરેલા પદાર્થથી દેહાદિનો નિર્વાહ કરી શકાય નહિ, કારણ દેહાભિમાન હોય તો જ તેના નિર્વાહનો પ્રયત્ન થઇ શકે. બન્ને પ્રકારે આમ દેહનિર્વાહ ન બને તો દેહ ટકી શકે નહિ, તેથી ભજન બનવું જ અશક્ય થાય, તો નિવેદનાદિક વ્યર્થ થાય, ત્યારે આ માર્ગનો જ ઉચ્છેદ થાય ! ભગવાને એકાદશસ્કંધમાં ભક્તિની ઉત્કૃષ્ટતાને માટે આત્મનિવે-

દનપૂર્વક તે કરવાનું કહ્યું છે; નહિ તો સાધારણ ભક્તિ તો એકાદશ અધ્યાયમાં પણ કહી છે તેનાથી અધિક મહદ્ધિમૃગ્ય ભક્તિ તો આત્મનિવેદી જ કરી શકે. નિવેદન કરવું એનું તાત્પર્ય એ જ કે નિવેદિત પદાર્થમાંથી સ્વસત્તા છોડવી. તો જેમ દેહથી વ્યતિરિક્તમાં મમતા છૂટે છે તેમ દેહમાંથી પણ છૂટે ત્યારે તે દેહના નિર્વાહની ચિંતા થવી ન જોઈએ, અને જો દેહનિર્વાહની ચિંતા થાય તો દેહાભિમાન નથી ગયું, અને જ્યારે દેહમાં સ્વસત્તા વિદ્યમાન હોય તો મહદ્ધિમૃગ્ય ભક્તિનો અધિકાર સિદ્ધ નથી થતો, અધિકાર સિદ્ધ થતાં દેહના નિર્વાહનું ઠેકાણું ન હોવાથી ભક્તિ બની શકતી નથી. એમ उभयतः पाश જેવું થાય છે. ત્યાં આપશ્રી આજ્ઞા કરે છે કે आत्मनिवेदन એકાદશ સ્કંધમાં दारान् सुतान् गृहान् प्राणान् એ શ્લોકથી કહ્યું છે. પરમેશ્વરને નિવેદન એટલે તેના ઉપયોગમાં આવે એમ समर्पण કરવું. એ બધા ધર્મો ભગવાનને પ્રસન્નતાસંપાદક કહ્યા છે. બીજી જગ્યાએ ભક્તિના પરમ કારણ તરીકે આત્મનિવેદન કહ્યું છે. તેમાં બલિરાજા વગેરેને તે કર્યાના દાખલા આપ્યા છે. તેથી ભક્તિમાર્ગમાં તે અવશ્ય કર્તવ્ય છે. તે શ્રીગુંસાઈજી પણ साक्षात् શબ્દથી ગોકુલેશભજનાધિકારરૂપ કહે છે. एवं धर्मैर्मनुष्याणाम् એ શ્લોકમાં ધર્મો એ મનુષ્યોનું વિશેષણ છે તેથી મનુષ્યપણું આત્મનિવેદનમાં કારણ થાય એમ શંકા ન કરવી, કારણ કે મનુષ્યત્વમાં જ ઉપર કહ્યા ધર્મો ક્ષીણ થાય તો પછી आत्मनिवेदीને તે કર્તવ્ય રહે નહિ, પણ તે તો અત્રે અધિકારરૂપ હોવાથી આત્મનિવેદન પછી જ ભગવદ્ધર્મોનો અધિકાર સિદ્ધ થાય છે. જેમ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એ ત્રણેને વૈદિક કર્મોનો અધિકાર છે, છતાં ગાયત્રીમંત્રની દીક્ષાથી સંસ્કાર થતા પહેલાં તે કર્મો કરવાની તેની યોગ્યતા થતી નથી, તેમ મનુષ્યત્વથી ભક્તિનો અધિકાર देवासुरो मनुष्यो वा એ શ્લોકમાં કહ્યો છે. को नु राजन् इंद्रियवान् એ શ્લોકમાં ઇંદ્રિયોવાળાને ભજવાનો અધિકાર છે એમ કહ્યું છે તોપણ પરમ ઉત્તમ ભક્તિ તો આત્મનિવેદન પછી જ થઈ શકે છે. તેથી જ ભગવાન્ आत्मनिवेदिनाम् એ ભક્તિના વિશેષણ તરીકે પદ યોજે છે. જેમ ગાયત્રીનો મંત્ર એક એક દ્વિજને વૈદિક કર્મના અધિકારનો સંપાદક છે, તેમ નિવેદન પણ દરેકે પોતાના અધિકાર તરીકે કરવું આવશ્યક છે. પતિએ કરેલું સ્ત્રી પુત્રાદિકનું નિવેદન તેના અભિમાનના ત્યાગરૂપ છે, પણ સ્ત્રી પુત્રાદિકના અધિકારનું તે સંપાદક નથી. વળી જેમ ગાયત્રીમંત્ર અધિકારસંપાદક છતાં તેને ભિક્ષાદિક દેહનિર્વાહમાં બાધક થતો નથી, તેમ નિવેદનપ્રકાર પણ દેહાદિનિર્વાહનો બાધક થતો નથી. તેથી નિવેદિત પદાર્થથી દેહનિર્વાહ કરતાં ઉપર કહેલ उभयतःपाशનો (બંને બાજૂથી ફાંસલાનો) સંભવ ન થતાં સુખેથી દેહનિર્વાહપૂર્વક ભગવદ્ભજન થઈ શકશે.

થઇ શકે તેવી છે–આ કારણથી ચિન્તાનું સ્વરૂપ અન્ય જ જુદું જ છે, એમ નિશ્ચય કરીને તેની નિવૃત્તિના ઉપાયનો ઉપદેશ કરતા શ્રીમત્પ્રભુચરણ મંગલાચરણ કરે છે:

ચિન્તાસન્તાનને જેનાં પદાબ્જરજ સંહરે,
તે સ્વકીય નિજાચાર્ય-ને વારંવાર હું નમું.

ચિન્તાશબ્દ સ્મરણનામક મનોવ્યાપારમાં યોગરૂઢ છે. ચિન્તાશબ્દનો સામાન્ય રીતે યૌગિક તથા રૂઢ અર્થ મનનો વ્યાપાર જેને આપણે સ્મરણ તરીકે ઓળખીએ છીએ તે છે. 'ચિતિ સ્મૃત્યામ્' એ ધાતુનું ભાવવાચક નામ ચિન્તા થાય છે. (અમરકોશમાં) પણ ચિન્તાના **પર્યાય** તરીકે સ્મરણ આધ્યાન કહ્યા છે. અર્થાત્ ચિન્તા એટલે સ્મરણ અથવા સ્મૃતિ. આ સ્મૃતિ તો પ્રયત્ન વિના પણ સરખા પદાર્થના દર્શનથી, **અદષ્ટથી** ચિન્તા આદિના બીજના જ્ઞાનથી ત્યારે ત્યારે થયા જ કરે છે, તેથી તેનું નિવારણ શક્ય નથી. વળી, આ પ્રકારની ચિન્તા સ્મરણ કરવાનો જો નિષેધ માનીએ તો પછી 'નિવેદનનું સ્મરણ કરવું જોઇએ' એ આગળ આ જ ગ્રન્થમાં જે કહ્યું છે તેનો વિરોધ આવે. તેથી અહીં ચિન્તાનો નિષેધ સ્મૃતિના અર્થમાં નથી. ચિન્તા ન કરવી એમ આચાર્યશ્રીએ આજ્ઞા કરી એથી એમ ન સમજવું કે ચિન્તા અર્થાત્ સ્મરણ જ ન કરવું. અર્થાત્ ચિન્તાનો અર્થ સ્મૃતિ વા સ્મરણ અત્ર નથી. પરંતુ શાસ્ત્રમાં જ્યારે કોઈ વિષયના વિચારનો આરંભ કરતી વખતે 'હવે આનો વિચાર કરાય છે' એવો પ્રયોગ જોવામાં આવે છે, તેથી ચિન્તાનો અર્થ પ્રયત્નસહિત સ્મરણ વા વિચાર એમ સમજવું. એ ચિન્તામાં અમુક અવસ્થામે લઇને તેનો ગૌણ વિશેષ અર્થાત્ 'આવી સ્થિતિમાં મારું શું થશે' એ પ્રકારનો વિચાર અહીં ચિન્તાશબ્દથી સૂચવ્યો છે. અર્થાત્ ચિન્તાશબ્દનો સામાન્ય અર્થ સ્મરણ થાય છે. આ સ્મરણ તો એના કારણને લઇને થયા જ કરે છે, તેથી તેનું નિવારણ થઈ શકતું નથી. તેથી અહીં સ્મરણના અર્થમાં ચિન્તાનો નિષેધ નથી. પણ ચિન્તા એટલે વિચાર, એ વિચાર પણ "આ સંયોગમાં મારું શું થશે' એ પ્રકારે જે થાય છે તે અર્થમાં શ્રીમત્પ્રભુચરણ ચિન્તાશબ્દનો પ્રયોગ કરે છે. એ ચિન્તાના સંતાન **પરંપરા**–તેનું નિવારણ કરનાર જેના ચરણકમલની રજ છે, એવા પોતાના આચાર્ય શ્રીમન્મહાપ્રભુ-ચરણને વારંવાર જ્યારે જ્યારે ચિન્તા થાય, ત્યારે ત્યારે તેની નિવૃત્તિને માટે કાયાથી વાણીથી અને મનથી નમન કરું છું. આથી એમ સમજવું કે જે તદીય છે તેમને આવી ચિન્તા નિવૃત્ત કરવાનું પહેલું સાધન કાયા વાણી અને મનથી શ્રીમન્મહાપ્રભુચરણને નમન કરવું એ જ છે.

હવે નવરત્નમાં આચાર્યશ્રી આજ્ઞા કરે છે કે જેમણે નિવેદન કર્યું છે તેમનો તો ધર્મ છે કે તેમણે ચિન્તા કરવી નહિ, તેમ બ્રહ્મસંબંધ અથવા નિવેદન એ ભગવદ્ધર્મના આચરણમાં અધિકાર અર્પે છે, તેથી ભગવદીય થયા પછી ચિન્તા જે પ્રકારે ઉદ્‌ભવે છે તે પ્રકાર કયો? સિદ્ધાન્તરહસ્યમાં બ્રહ્મસંબંધ કરવાથી સર્વ દોષની નિવૃત્તિ અને સમર્પણ નહિ કરેલી વસ્તુના ત્યાગથી ભવિષ્યમાં થતા દોષની અનુત્પત્તિ થાય છે એમ વ્યવહારને અનુકૂલ ગૌણ ધર્મનો ઉપદેશ કરીને લૌકિક નિર્વાહના પ્રકારનો ઉપદેશ કર્યો છે, તે રીતે પ્રતિક્ષણ ભગવાનનું **અનુસંધાન** કરનારાઓને આ લોક અને પરલોકની ચિન્તાનું કારણ નહિ રહ્યાથી કયા પ્રકારે આવા ભગવદીયને ચિન્તા થાય છે કે જેની નિવૃત્તિને માટે આચાર્યશ્રી નવરત્ન પ્રકટ કરે છે? અર્થાત્ ભગવદીયને ચિન્તા કેમ જ થાય? અર્થાત્ જે ભગવદીય છે તેને ચિન્તા ન થવી જોઇએ.

તથાપિ ભગવદીયને પણ ચિન્તા તો થાય છે તેથી તેવાઓને જે પ્રકારની ચિન્તા થાય છે તેનો પ્રકાર કહે છે. નિવેદન અધિકારરૂપ છે તે તથા તેનો પ્રકાર કોઈ પણ પ્રકરણ ગ્રંથમાં કહેલો નહિ હોવાથી, તે પ્રકાર કહીને, નિવેદન આવશ્યક છે એમ દૃઢ કરવાને, જેમને લૌકિક ચિન્તા નથી તે ભગવદીય છે એમ તેમના સ્વરૂપનો બોધ કરવાને, પ્રથમ ઉપરથી જે રીતે ચિન્તા ઉત્પન્ન થાય છે તે પ્રકાર કહેવાને ચિન્તાની ઉત્પત્તિના હેતુ કયા છે તે આપશ્રી તપાસે છે.

જેમણે પ્રભુને આત્મનિવેદન કર્યું છે તે ભગવાનનું ભજન કરવામાં યોગ્ય છે, બીજા નહિ. હવે જેમણે નિવેદન કર્યું છે તેમને તો આ લોક કે પરલોકનો કોઈ પણ પદાર્થ સમર્પણ કર્યા વગરનો રહેતો નથી. હવે જ્યારે સર્વ જ પ્રભુને નિવેદન થયુ તો પછી દેહાદિનો નિર્વાહ શાથી કરવો? નિવેદન થયેલા પદાર્થથી કરવો કે બીજાથી? સિદ્ધાન્તરહસ્યમાં કહેલી રીતિથી ચિન્તા સંભવતી નથી, તોપણ શરીર આદિની યાત્રાના નિર્વાહનો પ્રકાર ત્યાં કહેલો નથી, તેથી "જે લોકો અનન્ય થઇને મારું ચિન્તન કરે છે તેવા મારામાં નિત્ય અભિયુક્તોને હું યોગ ક્ષેમ વહન કરું છું" એ ભગવદ્વાક્યમાં કહેલા નિર્વાહપ્રકારમાં પ્રાપ્ત થતા **વિકલ્પાત્મક** હેતુને લઇને ચિન્તા સંભવે છે, તેની નિવૃત્તિ માટે આચાર્યશ્રી નવરત્ન પ્રકટ કરે છે.

આ પ્રકારે ચિન્તાના સંભવના હેતુનું વિકલ્પે ઉદ્‌ભાવન કરી તેનો પરિહાર આપશ્રી કરે છે. પ્રથમ પક્ષ એ છે કે આત્મનિવેદીએ દેહાદિનો નિર્વાહ નિવેદન કરેલા પદાર્થથી કરવો. આ પક્ષ યોગ્ય નથી. જે વસ્તુ પ્રભુને નિવેદન થઇ તે પ્રભુની થઈ તેથી તેવી પ્રભુની વસ્તુ પ્રભુની ઇચ્છા વિના ગ્રહણ કરી શકાય નહિ. તેમ પ્રભુની ઇચ્છા એ પણ જાણવી અશક્ય છે. એકાદશ

ઉપર કહેલાં શંકાસમાધાન પછી પણ ભગવાનને નિવેદિત વસ્તુથી નિર્વાહ નો પક્ષ સિદ્ધ થાય છે, પણ પ્રભુની કઈ વસ્તુ સ્વવિનિયોગમાં કેમ લેવાય એ શંકાના સમાધાનમાં નિવેદનાદિકના સ્વરૂપનું વિવેચન કહે છે. સ્વસત્તા છોડી બીજાની સત્તા તે વસ્તુ ઉપર દાખલ કરવી એ દાન કહેવાય, અને તે વસ્તુ બીજાની થતાં તેનો પોતે ઉપયોગ ન કરી શકે; છતાં તેનો ઉપયોગ કરે તો દત્તાપહાર નામનો દોષ થાય છે. નિવેદન એટલે તદીયત્વાનુસંધાન, આ આપનું છે, એમ કહેવાથી તેમાં પોતાની મમતા દૂર થતાં સ્વત્વાભિમાનની નિવૃત્તિ થાય છે, પણ સ્વસત્તા તેમાંથી દૂર થતી નથી; તેથી દાન કરતાં નિવેદન અત્યંત વિલક્ષણ છે. તેમ હોવાથી નિવેદિત પદાર્થથી નિર્વાહ થઈ શકશે, એટલે પ્રથમ કહેલ તેની આજ્ઞા વગર તેની વસ્તુનો ઉપયોગ સ્વધર્મબાધક થાય છે એમ ચિંતા થવાનો સંભવ, દાન અને નિવેદનનો અર્થ સમજ્યા પછી, નહિ રહે. આ બેમાં ઉપર કહેલ ભેદ ન માનીએ તો શાસ્ત્રમાં અનિવેદિત ન લેવું અને નિવેદિતથી નિર્વાહ કરવાનાં જે વચનો મળે છે તેનો પ્રકોપ થશે. नैवेद्यशेषं तुलसीविमिश्रं विशेषतः पादजलेन सिक्तम् । योऽश्नाति नित्यं पुरतो मुरारेः प्राप्नोति यज्ञायुतकोटिपुण्यम् ॥ षड्भिर्मासोपवासैश्च यत्फलं परिकीर्त्तितम् । विष्णोर्नैवेद्यसिक्थेन तत्फलं भुञ्जतः कलौ ॥ ઈત્યાદિ હરિભક્તિસુધોદયમાં કહ્યું છે; पादोदकं पिबेन्नित्यं नैवेद्यं भक्षयेद्धरेः ઈત્યાદિ ગરુડ પુરાણનાં વચનો તેમ જ पत्रं पुष्पं फलं तोयमन्नपानाद्यमौषधम् । अनिवेद्य न भुञ्जीत यदाहाराय कल्पितम् ॥ આ બ્રહ્માણ્ડપુરાણના વચનમાં તો ઔષધ સુદ્ધાં અનિવેદિત ન લેવાનું લખે છે. શ્રીભાગવત ષષ્ઠસ્કંધ દિતિપયોવ્રતમાં પણ उद्वास्य देवं स्वे धाम्नि तन्निवेदितमग्रतः । अद्यादात्मविशुद्ध्यर्थं सर्वकामाप्तये तथा ॥ કહ્યું છે. આ બધાં વચનોનું તાત્પર્ય એ જ કે ભગવન્નિવેદિત પદાર્થનો ભગવાનમાં વિનિયોગ કરી તત્પ્રસાદ તરીકે લેવામાં કોઇ પ્રકારનો બાધ નથી. પણ ઉપલા વચન પ્રમાણે તે આત્મશોધક તથા સર્વકામદ પણ છે. અનિવેદિત લેવામાં દોષનું કથન તો પ્રથમ આપેલા શ્લોકોમાં સ્પષ્ટ છે. ઉદ્ધવજી એકાદશસ્કંધમાં त्वयोपभुक्तस्रग्गन्धवासोऽलङ्कारचर्चिताः । उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि ઈત્યાદિ શ્લોકોથી માયાતરણમાં પણ ભગવદુપભુક્તનો ભોગ ભક્તને માટે શ્રેષ્ઠ ગણે છે. કોઇ શંકા કરે કે ઉપર બધા અચેતન પદાર્થના ભોગનો પ્રકાર છે, ચેતનને માટે કાંઇ બીજી વ્યવસ્થા હશે ! ત્યાં કહે છે કે ચેતન પુત્રાદિકનો સેવામાં વિનિયોગ યથાયોગ્ય કરવાનું સિદ્ધાન્તરહસ્યમાં કહ્યું છે, તેમ ભગવત્સેવાનાં કાર્ય રસોઇ શૃંગાર વગેરે ચેતનથી થઈ શકે તેવામાં ચેતનનો વિનિયોગ કરવો.

ઉપર કહ્યા પ્રમાણે દેહનિર્વાહ અને ભગવત્સેવામાં જ્યારે અનુગુણતા થઇ તો હવે ચિંતા કર્ત્તવ્ય ન રહી. ત્યાં ચિંતનનો પ્રકાર કહે છે કે જ્યાંસુધી

નિવેદિત પદાર્થ હોય ત્યાંસુધી તો તેને સિદ્ધ કરી સમર્પી તત્પ્રસાદથી જ દેહનિર્વાહ થશે, પણ જ્યારે બીજે દિવસે પ્રભુને ધરવા માટે કાંઈ નથી એવા વખતે ચિંતા થવી સંભવિત છે. બહિર્મુખતાને સ્વીકારીને પણ ભગવદર્થ વ્યાવૃત્તિ કરવાનું યોગ્ય ધારીએ તોપણ વૃત્રાસુરના કથનવત્ ભક્તના ત્રિવર્ગને ભગવાન્ વ્યર્થ કરે છે, તેથી ઉદ્યોગ કર્યા છતાં સિદ્ધિ થશે નહિ. વળી પ્રભુ ઘરમાં વિરાજે છતાં તેને ધરવાને માટે યત્ન ન કરે તે પણ ભક્તને યોગ્ય નહિ. આ પ્રકારની ચિંતા થાય ત્યાં શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છેઃ

चिन्ता कापि न कार्या निवेदितात्मभिः कदापीति ।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ॥ १ ॥

જેણે આત્મા નિવેદિત કર્યો છે તેણે કોઇ જાતની પણ ચિંતા ક્યારે પણ ન કરવી. જીવ પુષ્ટિસ્થ (કૃપાયુક્ત) છે તેથી ભગવાન પણ વૈરાગ્યાદિ મર્યાદામાર્ગીય સાધનના અભાવે પણ લૌકિક ગતિ નહિ કરે.

સિદ્ધાન્તરહસ્યમાં કહેલા પ્રકારથી તેમ જ ઉપર કહેલ પ્રકારથી લૌકિક-ચિંતા ન કરવી, એટલું જ નહિ પણ ભગવદર્થ પણ તે ન કરવી. તેમાં બે કારણ છે તે સ્ફુટ કરે છે. એક કારણ ભગવદ્ગત અને એક કારણ જીવગત છે. ભગવદ્ગતમાં ભગવાન્ ઐશ્વર્યાદિયુક્ત હોવાથી જે જીવમાં નહિ હોય તે પૂર્ણ કરીને પણ તેની લૌકિક ગતિ નહિ કરે એવો તેનો અર્થ છે. જીવગત કારણમાં તે જીવ निवेदितात्मा છે એટલે હવે તેને કોઇ જાતની અહંમમા-ભિમાનની ગ્રન્થિ ન હોવાથી તેની લૌકિક ગતિ થવી સંભવતી નથી. એ જ ભાવાર્થ શ્રીગુસાંઇજી વર્ણવે છે. અંગીકારમાત્રથી જ સર્વ સિદ્ધ કરશે એવો જીવે પ્રભુમાં વિશ્વાસ રાખવો જોઇએ, કારણ કે ब्रह्मास्त्रचातक न्याय ભક્તને માટે આવશ્યક છે. આટલાથી "નિવેદિતાત્મ"પદનો અર્થ કહેવામાં આવ્યો. જો પ્રભુમાં એવી દ્દઢતા ન હોય તો તે નિવેદિતાત્મ ન કહેવાય અને જો તે તેવો છે તો તેને તેટલો પ્રભુમાં વિશ્વાસ અવશ્ય હોવો જોઇએ. એ જીવગત વિશેષણનું વિવરણ થયું. હવે પ્રભુગત કારણનું વિવેચન કરે છે કે પ્રભુનો પણ अंगीकृतपालन નામનો ધર્મ છે. તે જેનો સ્વીકાર કરે છે તેના દોષાદિકનો વિચાર ન કરતાં તેની ઉત્તમ ગતિને માટે કાળજી સ્વતઃ રાખે છે. अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते, तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्' એ ગીતાના વચનમાં પણ આપશ્રી આજ્ઞા કરે છે કે જો ભક્તો અન્ય તજીને મારું જ ચિંતન કરે તો તેનું યોગ અને ક્ષેમ હું જ ચલાવું છું. આ વાક્યથી પ્રભુ તેવા અનન્ય જીવને કૃતાર્થ કરે છે. આ બન્ને કારણોથી જીવને ચિંતા કરવાની નથી.

જીવની પરીક્ષાને માટે અથવા તેના પ્રારબ્ધનો ભોગ કરાવવા માટે પ્રભુ વિલંબ કરે તોપણ જીવે ચિંતા ન કરવી. આ વાત कदापीति એ પદથી

સૂચવે છે. ક્વાપિ અને અપિ પદથી કોઈ સમયમાં પણ ભક્ત જીવે ચિંતા કર્ત્તવ્ય નથી. અહીં અન્તમાં इति પદવાળો પાઠ હોય તો ઉપગીતિ છંદ થાય છે. તેનું લક્ષણ એવું છે કે આર્યાના ઉતરાર્દ્ધનું જે લક્ષણ છે તે પૂર્વમાં પણ હોય તો ઉપગીતિ છંદ કહેવાય. इति શબ્દ ન લઈએ તો વૃત્તિગન્ધિચૂર્ણિકા કહેવાય. તેનું લક્ષણ છંદોમંજરીમાં આપ્યું છે. તે અત્રે જણાવવાની આવશ્યકતા નથી.

એ વાત સત્ય છે કે આજ્ઞાકારી ભક્તના મનોરથ ભગવાન્ પૂર્ણ કરે અને લૌકિક અને ભગવદીય અર્થ આપ સંપાદન કરી આપે, પરંતુ એવો જીવનો ઊંચો અધિકાર ન હોય તો પ્રભુ એવી કૃપા હીનાધિકારી ઉપર કરે કે નહિ એ ચિન્તા થવી જોઈએ! એમ કોઈ કહે તો ત્યાં આપશ્રી સમાધાન કરે છે. એ આશયથી શ્લોકનો ઉત્તરાર્દ્ધ સ્ફુટ રીતે સમજાવે છે. લોકની પેઠે ભક્ત પણ કુટુંબમાં આસક્તિ રાખે તો તેની લૌકિક ગતિ થાય કે કેમ? ત્યાં કહે છે કે ભગવાન્ પણ પુષ્ટિસ્થ (અનુગ્રહયુક્ત) છે, માટે લૌકિક ગતિ નહિ કરે એવો વિશ્વાસ રાખી ચિંતા ન કરવી. 'પુષ્ટિસ્થ' પદ જીવ તથા ભગવાન્ બન્નેનું વિશેષણ બની શકે છે. તેથી જ ચિંતા ન કરવી. મર્યાદામાર્ગમાં વૈરાગ્યાદિની જરૂર છે. તેવા ધર્મો પુષ્ટિમાર્ગીયમાં ન હોય તોપણ મહાપુરુષદ્વારા પ્રભુએ સ્વીકાર્યા છે તો લૌકિક ગતિ ન જ કરે. નલકૂબર મણિગ્રીવ વિષયાસક્ત હતા છતાં નારદજીના વરદાનને સત્ય કરવા પ્રભુ તેની પાસે પધાર્યા એ દૃષ્ટાન્ત છે. ગર્ભસ્તુતિમાં स्वयं समुत्तीर्य એ શ્લોકમાં सदनुग्रहो भवान् એ વિશેષણ પ્રભુનું છે. તેથી મહાપુરુષના પક્ષપાતથી જીવના દોષ તરફ ન જોતાં તેનું શ્રેય કરે છે. આ પ્રકારના દૃઢ વિશ્વાસ વડે પ્રભુની સેવા કરે તો તેને ચિન્તાનું કારણ નથી. ક્લેશાદિના સમયમાં પણ પ્રભુમાં અવિશ્વાસ ન કરતાં પ્રારબ્ધનો ભોગ પ્રભુ કરાવે છે એમ ધારી ચિંતા ન કરવી. વૈદિક માર્ગમાં આપત્કાલમાં સર્વનું અન્ન લેવાનું લખ્યું છે. सर्वान्नानुमति એ વ્યાસસૂત્રમાં એ બાબત ખુલાસો કરેલો છે. વળી ઉપનિષદાદિ ગ્રન્થોમાં ચાક્રાયણે બીજાના ખાધેલા કુલ્માષનું ભક્ષણ કરેલું જોવામાં આવે છે. એવું ભક્તિમાર્ગમાં જોવામાં આવતું નથી. પણ ભગવાન્ સ્વયં તેના યોગ ક્ષેમની ચિંતા રાખવાનું કહે છે. તેથી પ્રભુમાં વિશ્વાસ રાખી ચિંતા ન કરતાં સેવા કરવી. (૧)

ઉપર કહ્યા પ્રમાણે લૌકિક તેમ જ સેવા વિષયની ચિંતા જો જીવ ન કરે તો તે જીવ સ્વતંત્ર રીતે ચાલશે, તો જાત જાતની બહિર્મુખતા તેને પ્રાપ્ત થશે, તેનું શું કરવું? આ શકાના સમાધાન માટે બીજો શ્લોક કહે છે:

निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ।
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥ २ ॥

તાદૃશી જનની સાથે નિવેદન તો સર્વ પ્રકારે સ્મરવાનું છે. સર્વના નિયન્તા અને સર્વના આત્મા નિજેચ્છા (ભક્તની અવિકૃત ઇચ્છા–અથવા પોતાની ઇચ્છા) વડે કરશે.

આત્મનિવેદન સેવામાં અધિકાર થવા માટે સંસ્કારરૂપે ભગવાને કહ્યું છે. ત્યાર બાદ તો જીવે હમેશાં સેવા જ કર્ત્તવ્ય છે અને પોતાને તથા સ્વપરિકરને હું આત્મનિવેદી છું એવું અનુસંધાન રહે તો તે કોઈ કાલે બહિર્મુખ થાય નહિ. અહીં तु શબ્દ અનુકલ્પનો બોધક છે. ત્યાં શંકા થાય કે મુખ્ય ન બને ત્યાં અનુકલ્પની યોજના થાય છે, તેથી तुનો અનુકલ્પ અર્થ કરવો યોગ્ય નથી! ત્યાં કહે છે કે સેવા મુખ્ય છે, પણ શરીરની અશક્તિના વખતમાં તે ન બને તોપણ નિવેદનનું સ્મરણ તો નિરંતર રહેવું જ જોઇએ. અહીં तु ને બદલે કોઈ પુસ્તકમાં च મળે છે, તો ત્યાં चकारના અર્થમાં સેવા અને સ્મરણ બન્ને કર્ત્તવ્ય છે; એમ સમુચ્ચયના અર્થમાં च લેવો. અથવા सर्वथा ताद्दश એ બન્ને પદનો સમસ્ત અર્થ સર્વ પ્રકારે આત્મનિવેદી હોય તેવાઓની સાથે રહી નિવેદન સ્મરણીય છે. તેમ અર્થ કરવાથી સંગદોષની પણ નિવૃત્તિ થાય છે. વળી એવા ધર્મના આચરણ કરનાર નહિ પણ કેવળ કહેનાર હોય તેવાની પાસે એ વાત ન કરવી એવું પણ તેમાંથી તાત્પર્ય નીકળે છે. सर्वदा એવો પાઠ હોય તો ક્ષણ વાર પણ અનુસંધાન છોડવું નહિ, અન્યથા તે જ ક્ષણે આસુર પ્રવેશ થાય; એવો અર્થ सर्वदा એવા પાઠથી થઈ શકે છે.

કોઇ સમયે લૌકિકને માટે પણ પ્રભુની પ્રાર્થના કરવી પડે તો કરવી કે કેમ? ત્યાં કહે છે કે પ્રભુ સર્વેશ્વર અને સર્વાત્મા છે. અહીં "સર્વ"શબ્દ સંકુચિત અર્થવાળો છે. જેમ સર્વ બ્રાહ્મણોને જમાડો ત્યાં જેને નિમંત્રણ કર્યું છે તેટલા જ "સર્વ" શબ્દથી લેવાય, તેમ અહીં સર્વના ઈશ્વર એટલે નિવેદિતાત્મના જ ઈશ્વર એવો અર્થ કરવાનો છે. "સર્વાત્મા" એ શબ્દમાં પણ તેવો જ અર્થ કરવો. જેમ જીવે સર્વ સમર્પી પ્રભુને પોતાના કર્યા છે, તેમ પ્રભુએ પણ તે જીવનું સ્વામિત્વ સ્વીકાર્યું છે. તેથી તેનું હિત પ્રભુ આપ જ કરશે. તેથી તેને સ્વહિતાર્થે પ્રાર્થના કરવાની જરૂર નથી. પ્રભુ સર્વના આત્મા હોવાથી સર્વના મનની વાત જાણે છે. તેથી તેની ઈચ્છા હશે તો વગર પ્રાર્થનાએ પણ કરશે, અને ઈચ્છા નહિ હોય તો કહ્યા છતાં પણ નહિ કરે એવો અર્થ निजेच्छात: એ પદથી સમજવો. અથવા निज એટલે પોતાના અનન્ય સેવકો તેની પ્રચુર ઇચ્છાથી પ્રભુ તે ભક્તની ઇચ્છા પણ પૂર્ણ કરે, પરંતુ તે ઇચ્છા अविकृत જોઇએ એમ બતાવવા માટે तस् પ્રત્યયથી અવ્યયનો પ્રયોગ કર્યો છે.

પ્રાર્થના વગેરે લૌકિક સ્વામીને કરવામાં આવે છે. ત્યાં લૌકિક સ્વામીને સેવકના મનમાં શું છે તે જણાતું નથી. તેથી તેવા લૌકિક સેવકો લૌકિક

સ્વામીને પોતાનો અભિપ્રાય નિવેદન કરે છે. અહીં તો સ્વામી સર્વજ્ઞ છે, તેમ સર્વ કરવા સમર્થ છે, સર્વના આત્મા છે. તે ઉદાસીન હોય તો ન જાણતા હોય તો, અથવા એવા કોઈ બીજા કારણને લઇને કહેવું પડે. કાલાદિ નિયામક છે એ "સર્વેશ્વર" પદથી કહ્યું. સર્વાત્મા હોવાથી સર્વના હૃદયની વાત જાણે છે. તેમ આત્મા પ્રત્યે કોઇ ઉદાસીન પણ ન હોય, તેથી પ્રભુ ઉદાસીન પણ નથી, છતાં ભક્તના ક્લેશને જોઈને પણ ઉપેક્ષા કોઇ સમયે કરે છે, તે કાંઇ કાર્યાંતરને માટે જ કરે છે, તેમાં પ્રભુ આપણાથી નારાજ છે એમ ધારી આપણે ઉદાસીન ન રહેવું, પણ તે જીવનું ઇષ્ટ શાથી છે તે જાણે છે. જીવને પોતાન ઇષ્ટ સાધનની પણ ખબર નથી, તેથી તેમના કર્ત્તવ્યમાં સ્વહિત સમજી પ્રાર્થના વગેરે ન કરવાં. તે જ વાત વિવેકધૈર્યાશ્રય ગ્રન્થમાં प्रार्थिते वा ततः किं स्यात्स्वाम्यभिप्रायसंशयात् ઇત્યાદિ વચનથી કહી છે.

આથી એ સિદ્ધ થયું કે લૌકિકાલૌકિકને માટે પ્રભુને પ્રાર્થના ન કરતાં પોતાનું કર્ત્તવ્ય સેવા અને સ્મરણ તે જ ભક્તે કરવાં. ( ૨ )

ઉપર પ્રમાણે લૌકિક અલૌકિક અને સેવા સંબંધિની ચિંતા ભક્તે ન કરવી એ બાબત ઉપરના બે શ્લોકથી સિદ્ધ થઇ, પણ સમર્પિત દેહાદિનો લૌકિક સ્ત્રી પુત્રાદિમાં વિનિયોગ થાય એથી સ્વધર્મની હાનિ થાય, તે વિશેની ચિંતા થાય, ત્યાં તૃતીય શ્લોક કહે છેઃ

सर्वेषां प्रभुसम्बन्धो न प्रत्येकमिति स्थितिः ।
अतोन्यविनियोगेपि चिन्ता का स्वस्य सोऽपि चेत् ॥ ३ ॥

પ્રભુનો સંબંધ સર્વને સાથે જ છે એક એકને નથી એવી નિવેદનની મર્યાદા છે, માટે દેહાદિનો અન્ય નિવેદીમાં વિનિયોગ થાય તોપણ ચિંતા કરવાની નથી, કારણ કે જેમ સ્વયં નિવેદી છે તેમ તે પણ તેવો જ છે.

ભગવાનને દેહાદિ અર્પણ કર્યું તેનો બીજામાં ઉપયોગ ચિંતા કરાવે, પણ ત્યાં એમ વિચારવું જે બધાને ભગવાનનો સંબંધ સરખો છે, એટલે આપણે જેમ ભગવાનના થયા, તેમ સ્ત્રી પુત્રાદિ પણ ભગવાનનાં જ છે. સર્વના પતિ પ્રભુ હોવાથી તેનું કાર્ય આપણે કર્યું, તો તે કાર્ય પ્રભુનું જ કહેવાય. હવે સમર્પણમાં ચેતન મુખ્ય છે, અને બીજી મમતાસ્પદ વસ્તુઓ અમુખ્ય છે. ચેતન જીવ જ્યારે ભગવાનનો થયેલો દેહ બીજાના ઉપયોગમાં લે ત્યારે એમ વિચારવું જે મારો સ્વીકાર પ્રભુએ કર્યો છે, તેમ મારાં મમતાસ્પદ ચેતનાચેતનનો પણ પ્રભુએ સ્વીકાર કર્યો છે. તેથી જેમ ઉપયોગમાં લેવાના વસ્ત્રનો પરસ્પર સંબંધ દોષપાત્ર થતો નથી, તેમ દેહાદિકનો નિવેદીમાં વિનિયોગ દોષપાત્ર નથી એમ માની ચિંતા ન કરવી. તેનું કારણ એટલું જ કે નિવેદન થવાથી અહંતા મમતા છૂટી જવાથી પ્રભુના સંબંધની બધી વસ્તુમાં સ્ફૂર્તિ થતાં તેના પરસ્પર સંબંધમાં

પણ દોષબુદ્ધિ થતી નથી. પરસ્પર વિનિયોગની ચિંતા મટતાં એ બીજી ચિંતાની સંભાવના કરી તે પણ ન કરવાની આજ્ઞા કરે છે કે નિવેદિત ભક્તમાં કોઇ પ્રભુની સેવામાં નિરંતર રહે છે અને કોઈનું ચિત્ત સેવામાં ઓછું લાગે છે, ત્યાં પ્રભુકૃપાનું તારતમ્ય વિચારતાં પોતાને તેવો ભાવ નથી એ જાણી ચિંતા થવી જોઇએ ! એમ કોઈ કહે ત્યાં કહે છે કે વિશેષ સેવા કરનારની ઉપર પ્રભુના વિશેષ અનુગ્રહનું અનુમાન કરી ખુશી થવું, પણ તેમાં ચિંતા ન કરવી. એ બાબતમાં यस्मिन् तपः सुमनसो बहुधा नयन्ति એ ભાગવતના શ્લોકમાં કહ્યું છે કે પ્રભુ પુષ્પને ધારણ કરે છે, પણ તુલસીપત્ર હોવા છતાં તેને સૂંઘે છે. તેને બીજા તુલસીનું પૂર્વ તપ વિચારી ખુશી થાય છે, પણ પોતાના આત્માને જાણીને ધિક્કારતા નથી, તેમ પ્રભુ કોઈ પાસેથી વિશેષ સેવા અંગીકાર કરે તો તેના ઉપર પ્રભુની કૃપા જાણી, કૃપાલુતા એ પ્રભુનો ગુણ છે તે કોઈ દિવસ આપણી ઉપર પણ કૃપા કરશે એમ ધારી ખુશીથી બને તેટલી સેવા કરવી. નિવેદન કાંઈ પ્રભુની વિશેષ કૃપાને કરાવી આપતું નથી, પણ તે તો અધિકારનું સંપાદક છે. વિશેષ કૃપાનું કારણ તો પ્રભુનું વરણ છે. તેથી કોઇ ઉપર વિશેષ કૃપા જણાતાં પોતાને અધિકાર નથી એમ ન માનવું પણ સ્વાધિકારાનુસાર સેવા કરવી. (૩).

તેથી પોતાનો તેમ જ પુત્રાદિકનો અન્ય વિનિયોગ થાય તોપણ ચિંતા ન કરવી. તે જ કહે છેઃ

अज्ञानादथवा ज्ञानात् कृतमात्मनिवेदनम् ।
यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ॥ ४ ॥

અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેમણે આત્મનિવેદન કર્યું છે તેને ચિંતા કરવાની નથી, તો જેણે પોતાના પ્રાણ કૃષ્ણને તાબે કર્યાં છે તેને તો ચિંતા શાની હોય જ ?

માર્ગને પ્રવર્ત્તાવનાર તેમ જ ઉપદેશ કરનાર ગુરુરૂપ અને તે જ આનંદ-વિગ્રહ અને પરમ ફલરૂપ છે. નિરુપધિ ભક્તિથી જ મળે છે. આવું પ્રભુનું અને ઉપદેશકનું ફલરૂપપણું જેના જાણવામાં નથી તે હીન અને મધ્યમ અધિકારી કહેવાય, અને જે ફલાત્મા જાણે છે તે ઉત્તમાધિકારી. તેમાં ઉત્ત-માધિકારીને શાસ્ત્ર શાસક નથી, તેનો ભાવ જ તેને ભગવાન તરફ લઇ જાય છે. હીન અને મધ્યમાધિકારીને તો શાસ્ત્રને અનુસરવું જ શ્રેયસ્કર છે. તેથી તેવા અધિકારીએ પણ પોતાનો અન્યમાં વિનિયોગ થતાં એમ વિચારવું કે કોઈ કાર્યને માટે ભગવદિચ્છા એવી જ છે, તેથી મારો અન્યમાં વિનિયોગ થાય છે, પણ મારો કાંઈ પ્રભુ તેમાં અપરાધ ગણતા નથી. એમ ધારી ચિંતા ન કરવી. જ્યારે હીન મધ્યમને આમ વિચારી ચિંતા કરવાની નથી, તો પછી જેણે કૃષ્ણાધીન પ્રાણ કર્યા છે એવા ઉત્તમ ભક્તને તો કૈમુતિકન્યાયે જ ચિંતા ન

કરવી સિદ્ધ થાય છે. ભગવાને એકાદશ સ્કંધમાં ઉદ્ધવજી પ્રત્યે કહ્યું છે કે હીન અને મધ્યમાધિકારી પણ જો મને ભજે તો ઉત્તમ થાય છે. વળી આગળ ચાલતાં ભગવાન આજ્ઞા કરે છે કે વિગુણ ધર્મનો પણ મારામાં વિનિયોગ થાય તો તે વિફલ જતો નથી, પણ તેનું અવશ્ય ફલ હું આપું છું; પણ તે નિષ્કામ ધર્મ હોવો જોઇએ. જ્યારે લૌકિક બાબત પણ પ્રભુ–અર્થે કરતાં સફલ થાય છે, તો જેણે માર્ગની રીતિ વડે આત્મનિવેદન કર્યું એવા હીન મધ્યમાધિકારીને તે અધિકારનું સંપાદક નિવેદન કેમ વ્યર્થ જાય? તે વિશ્વાસથી જ ઉપર કહેલા પણ જ્યારે ચિંતા ન કરે તો ઉત્તમાધિકારીને ક્યાંથી ચિંતા હોય, એ ભગવદાજ્ઞાથીજ સિદ્ધ થાય છે. તેથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જેણે ભગવાનને આત્મા વગેરે સોંપી દીધું છે તેને પ્રલાપરૂપી પરિદેવના ક્યાંથી હોય? ન જ હોય, એ યોગ્ય કહ્યું છે. (૪).

ત્યાં હવે શંકા કહે છે કે નવ પ્રકારની ભક્તિમાં સખ્ય તથા આત્મનિવેદન એ બે ભક્તિ તો પ્રભુના સ્વીકારથી જ સિદ્ધ ગણાય, તેથી જીવે આત્મા નિવેદન કર્યો કે નહિ, એ વિષય નિશ્ચય ન થાય ત્યાંસુધી ચિંતા થાય જ! ત્યાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છેઃ

तथा निवेदने चिन्ता त्याज्या श्रीपुरुषोत्तमे ।
विनियोगेपि सा त्याज्या समर्थो हि हरिः स्वतः ॥५॥

તેમ શ્રીપુરુષોત્તમમાં નિવેદન થયા બાબતની ચિંતા પણ છોડવી, વિનિયોગમાં પણ તે ચિંતા ન કરવી, કારણ કે હરિ પોતે જ સર્વ સમર્થ છે.

નવ ભક્તિમાં સખ્ય અને આત્મનિવેદન એ બે ભક્તિ તો પ્રભુ સ્વીકાર કરે ત્યારે જ સિદ્ધ થાય છે. પ્રેમલક્ષણા ભક્તિ શાસ્ત્રમાં કહેલી નવ ભક્તિમાં કોઈ એકથી અથવા બધી ભક્તિથી સિદ્ધ થઇ શકે છે. શ્રવણ કીર્તન અને સ્મરણ એ ત્રણ ભક્તિ જીવસાધ્ય છે. પાદસેવન ભક્તિનો પગવડે સેવા કરવી એવો અર્થ કરીએ તો તે જીવસાધ્ય ગણાય, પણ પ્રભુના ચરણની સેવા કરવી એવો કરીએ તો તે પ્રભુઇચ્છાની અપેક્ષા રાખે છે. તે જ પ્રમાણે અર્ચન વંદન અને દાસ્ય એ ત્રણ ભક્તિ પણ પ્રભુની ઇચ્છાથી જ થઇ શકે છે. પરંતુ તે સેવ્યસ્વરૂપમાં ચૈતન્ય પ્રકટ થયા પહેલાં પણ થાય. છેલ્લી બે ભક્તિ તો સેવ્ય સ્વરૂપ પોતાનું ચૈતન્ય બતાવી નિવેદિતાત્માનો અંગીકાર કરે ત્યારે જ થાય છે. આ નવ ભક્તિનો સામાન્ય નિર્ણય કહ્યો.

હાલના પ્રભુના સ્વરૂપમાં ચૈતન્યનો અનુભવ નથી કરતા, તેથી તેવા હીન અને મધ્યમાધિકારીને, મારો અંગીકાર પ્રભુએ કર્યો છે કે નહિ તે બાબત ચિંતા

થાય, પણ એ ચિંતા પણ ન કરવી. એમ મૂલ શ્લોકમાં શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છે, તેના સમર્થનમાં આપશ્રી "શ્રીપુરુષોત્તમ" પદ આપે છે. એનો વિસ્તૃત અર્થ એવો છે કે સ્વયં શ્રીપુરુષોત્તમ હોવાથી ઈંદ્રયાગભંગના પ્રસંગમાં ભક્તોનો અન્યાશ્રય છોડાવીને સ્વનિષ્ઠ બનાવ્યા, તેમ અહીં પણ ભક્તને અન્યભજન છોડાવી સ્વયં સ્વભજનમાં યોજશે એમ જાણી નિવેદન થયું છે કે નહિ એ વિષયની ચિંતા ન કરવી. પ્રભુએ પુરુષોત્તમ હોવાથી અન્ય ભજન છોડાવી પોતાનું ભજન કરાવી સ્વસ્વરૂપમાં બધા વ્રજભક્તોનો નિરોધ કરાવ્યો છે એ કાર્યલિંગક અનુમાનથી આપણો અંગીકાર અવશ્ય કરશે એમ જાણી તે ચિંતા ન કરવી. અહીં 'શ્રી'સહિત પુરુષોત્તમ કહ્યા છે અને ગદ્યમાં તો કેવળ ભગવચ્છબ્દ છે એ સંબંધમાં શંકા ન કરવી, કારણ કે પ્રભુ રસાત્મા છે, અને રસ આલંબન વગર ન રહે, અને આલંબન એક ન હોઈ શકે, તેથી 'શ્રી'શબ્દનો પ્રયોગ અત્રે યોગ્ય છે. હવે બીજી રીતે શંકા ઉત્પન્ન કરીને તેનું સમાધાન કરે છે. શ્રીપુરુષોત્તમે તો જીવનો અંગીકાર કર્યો છે, ત્યારે જીવ તેનો કર્યો, તેણે ભગવત્સેવા સિવાયનો બધો વ્યવસાય છોડવો જોઈએ, પણ જીવ સ્વભાવવશથી સેવા સિવાય કાર્યમાં પ્રવૃત્ત થાય તો નિવેદન નથી થયું એમ જાણી જીવને ચિંતા થાય, ત્યાં પણ આપશ્રી આજ્ઞા કરે છે કે અન્યવિનિયોગમાં પણ ચિંતા ન કરવી. તેના કારણમાં પ્રભુનું વિશેષણ સમર્થ એવું આપ્યું છે, એટલે જે સર્વ કરવાને સમર્થ છે તે જીવસ્વભાવથી અન્ય કાર્ય વ્યાપૃત હશે તોપણ સ્વયં સ્વસેવકના રક્ષણમાં દક્ષ હોવાથી સ્વાનુભાવથી સેવકની રક્ષા કરશે, એમ ધારી જીવે ચિંતા ન કરવી. (૫).

જીવના અંગીકારનું મુખ્ય લક્ષણ દીન ભાવ છે. અને બીજું લક્ષણ આગામી શ્લોકમાં શ્રીઆચાર્યચરણ બતાવે છેઃ

लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति ।
पुष्टिमार्गस्थितो यस्मात् साक्षिणो भवताखिलाः ॥६॥

લૌકિકમાં તેમ જ વૈદિક માર્ગમાં જીવને સ્વસ્થ થવા નહિ દે, કારણ કે ભગવાન્ હરિ એટલે બધા ભક્તના દુ:ખને દૂર કરનાર છે. વળી તે અનુગ્રહ માર્ગમાં જીવને ચલાવનાર છે. તમો એ વિષયમાં બધા સાક્ષીરૂપ થાઓ.

કોઇ વખત લોકમાં ચાલતા રિવાજથી વ્યાપારાદિ ધંધામાં કે વર્ણાશ્રમ ધર્મમાં જીવ બંધાઇ જઇ ભગવાનને ભૂલે તો તેને વિઘ્ન થાય ! એવી શંકા લઇને કહે છે કે ૬ઠ સ્કંધમાં વૃત્રાસુર કહે છે કે અમારા પ્રભુ જીવના ધર્મ અર્થ અને કામને સિદ્ધ થવા દેતા જ નથી, તેથી જ તેનો અનુગ્રહ છે એમ ભક્ત અનુમાન કરે છે, એથી જીવ લૌકિક વૈદિકનો પ્રયાસ કરે, પણ જ્યારે તેમાં તેને સિદ્ધિ ન મળે ત્યારે કંટાળી તે પાછો પ્રભુનો આશ્રય દૃઢ રાખે છે; એ પણ પ્રભુના અંગીકારનું લક્ષણ સમજવું. તેથી જ શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છે કે

લૌકિક વૈદિકમાં તમો બધા સાક્ષીરૂપ થાઓ. એટલે સપ્તમ સ્કંધમાં ज्ञातयः पितरौ पुत्राः એ શ્લોકમાં ભક્તે સંસારમાં કેમ રહેવું ત્યાં કહ્યું છે કે જ્ઞાતિ બાપ, દીકરા વગેરે જે કહે તેને અનુમોદન આપતાં પોતે સાક્ષિવત્ રહેવું. એમ ભક્તે લૌકિક વૈદિક કરવું, પણ અનાસક્તિથી કરવું, અને સાક્ષિવત્ રહેવું. પ્રભુ જે રસ્તેથી લઈ જવાને ધારે તે રસ્તેથી જીવ પ્રભુને પ્રાપ્ત થશે; માટે પ્રભુની કૃતિમાં જીવે સાક્ષિવત્ રહેવું. (૬).

ઉપરના શ્લોકમાં સાક્ષિવત્ રહેવાનું કહ્યું છે તેથી વિવેકધૈર્યાશ્રયગ્રંથમાં त्रिदुःखसहनं धैर्यम् ઇત્યાદિમાં બધાં દુઃખો સહન કરવાં એ સાધન સાક્ષિપણાથી રહેવામાં પણ આવી ગયું ત્યારે નિવેદન કર્યું તે તો વ્યર્થ થયું અને તેથી સ્વધર્મહાનિરૂપ ચિંતા પ્રાપ્ત થતાં તે ચિંતા પણ ન કરવાની આજ્ઞા કરતાં અગ્રિમ શ્લોક કહે છેઃ

**सेवाकृतिर्गुरोराज्ञा बाधनं वा हरीच्छया ।**
**अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखम् ॥७॥**

સેવા કરવી તે ગુરુની આજ્ઞાને અનુસરીને કરવી, પણ હરીચ્છા તેથી જુદી જણાય તો તેના બાધની પણ ચિંતા ન કરવી; માટે સેવામાં ચિત્ત તત્પર રાખી સુખેથી રહેવું.

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં શ્રુતિ છે કે જેને દેવમાં પરમ ભક્તિ હોય અને દેવના જેવી જ ભક્તિ ગુરુમાં હોય તેને શાસ્ત્રમાં કહેલા અર્થ ફલિત થાય છે. ત્યાં જ્યાંસુધી દેવનો સાનુભાવ ન થાય, ત્યાંસુધી ગુરુમાં દેવના જેવી ભક્તિ રાખી તેની આજ્ઞા પ્રમાણે ચાલવું એવો અર્થ થાય છે. શ્રીભાગવત એકાદશ-સ્કંધમાં પણ नैवोपयन्त्यपचितिं कवयस्तवेश એ શ્લોકમાં એ શ્રુતિનું જ સમર્થન છે. તે બધાનું તાત્પર્ય એ જ કે ગુરુની આજ્ઞાનો બાધ ન આવે તેમ ભગવત્સેવન કરવું. પણ જ્યારે આપણે સાક્ષિવત્ પ્રભુની કૃતિને વિચારી રહીશું ત્યારે ગુરુની આજ્ઞાનો બાધ થશે; માટે ગુરુની આજ્ઞામાં બાધ ન આવે એવી સેવા ચાલે ત્યાંસુધી સાક્ષી રહેવું, પણ તેનો બાધ આવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો સાક્ષિવત્ ન રહેવું જોઈએ, તેથી લૌકિક વિષયમાં સાક્ષિવત્ રહેવું, અને સેવાવિષયમાં ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવું એવો અર્થ સિદ્ધ થાય છે. તેમાં પણ પ્રભુની ઇચ્છાનો વિચાર રાખવો. તે ઇચ્છાનું જ્ઞાન તો જેને પ્રભુ સાનુભાવ હોય તેને જ થાય છે. બીજાને તો ફલના બળથી કલ્પના જ સ્ફુરે છે. તેથી જેવો અધિકાર હોય તે પ્રમાણે ચાલવું. તાત્પર્ય એ જ કે જો પ્રભુ સાનુભાવ હોય, અને ગુરુની આજ્ઞાથી કાંઇ વિશેષ આજ્ઞા પ્રભુ કરે, તો ત્યાં ગુરુની આજ્ઞાના બાધની ચિંતા ન કરતાં, પ્રભુની મરજી પ્રમાણે સેવા કરવી; પણ એવો અધિકાર જીવનો

ન હોય, તો ગુરુની આજ્ઞાને બાધ ન આવે તેવી રીતે સેવા કરવી અને લૌકિક વૈદિકમાં સાક્ષિવત્ રહેવું. આવી રીતે વર્તવાથી જીવને સ્વધર્મહાનિનો ભય ઉપસ્થિત થતો નથી. ત્યાં શ્રીપુરુષોત્તમજી દૃષ્ટાન્તરૂપે આખ્યાયિકા કહી ઉપલા અર્થને સ્પષ્ટ કરે છે કે મોટા રામદાસ શ્રીનાથજીના રાજભોગ આરોગવાના સમયમાં પંખો કરતા હતા. નેત્ર વીંચીને પંખો કરવાની આજ્ઞા શ્રીમહાપ્રભુજીએ તેમને કરી હતી. તેને શ્રીનાથજીએ આજ્ઞા કરી કે હું સાક્ષાદ્રાજભોગ આરોગું છું તેનાં તું દર્શન કર. એવી આજ્ઞા કરી છતાં રામદાસે ઉત્તર આપ્યો કે શ્રીમહાપ્રભુજીની મને દર્શન કરવાની આજ્ઞા નથી, તેથી હું મારી આંખ ખોલી આપનાં ભોજન કરવાનાં દર્શન નહિ કરું; ત્યારે શ્રીનાથજી તેની ઉપર અત્યંત પ્રસન્ન થયા. આનું તાત્પર્ય એટલું જ કે જેમાં પ્રભુના સુખનો વિચાર આવે ત્યાં ગુરુની આજ્ઞાને બાધ આવતો હોય તેનો વિચાર ન કરતાં પ્રભુની આજ્ઞા કરવી; અને જ્યાં જીવના સુખનો વિચાર હોય, પ્રભુસુખ જણાતું ન હોય ત્યાં તો ગુરુની આજ્ઞા પ્રમાણે ચાલવાથી જ પ્રભુ પ્રસન્ન રહે છે; આ ઉપરની વાતથી સ્પષ્ટ સમજાય છે. આથી ગુરુની આજ્ઞાનો બાધ અને અબાધ ક્યાં અને કેવો માનવો એ સ્પષ્ટ થયું. (૭).

ત્યાં શંકા થાય કે કદાચિત્ લૌકિકમાં પુત્રાદિના વિયોગથી થયેલા દુઃખથી ચિંતા થાય તો શું કરવું ? ત્યાં કહે છેઃ

चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥८॥

ચિત્તને ઉદ્વેગ કરીને પણ પ્રભુ જે જે કરશે તે તે તેની લીલા છે એમ માની ચિંતાને જલદી છોડવી.

અહીં ચિંતાનું સ્વરૂપ બતાવતાં આપશ્રી આજ્ઞા કરે છે કે અવશ્ય થવાના દુઃખનો સામનો થઈ શકતો નથી. ત્યાં તો ચિત્તનું સમાધાન કરવું એ જ દુઃખ મટવાનો ઉપાય છે. તે સામનાના પ્રકારો અનેક છે. યમ અને પ્રેતબંધુનાં સંવાદમાં ૧૦ સ્કંધમાં આપ્યાં છે. તે તથા બીજા પુરૂરવા વગેરેને देहः किमन्नदातुः स्वं એ શ્લોકથી દેહ સર્વ સાધારણ કહી તેમાંથી મમતા છોડવા બાબતનાં દૃષ્ટાન્તો આપ્યાં છે. તે તો અત્રે ઉપયોગનાં નથી, કારણ કે તે કેવળ લૌકિકોપયોગી છે. ભગવત્સ્મરણથી તેઓ બધા ઉદાસીન છે. અત્રે આત્મનિવેદીને તેવી ચિંતા થવા સંભવ નથી. તેને તો કેવળ ભગવત્સંબંધિની ચિંતા થાય; જેમકે પ્રભાસીય લીલા, જેના શ્રવણથી ભક્તને ચિંતા થાય જ. આવી ચિંતા પણ ભક્તે ન કરવી એવું મૂળ શ્લોકનું તાત્પર્ય છે, કારણ કે ભગવાનના અભિ-

પ્રાયને જાણવાને જીવ અસમર્થ છે, તેથી ભગવાન માયિકી લીલા પણ કોઈ સમયે બતાવે છે. તેમાં પણ સ્વભક્તનું હિત (હરિ હોવાથી) પ્રભુ કરે છે, તેવા પ્રસંગે પ્રભુ તેવી લીલા આપણા પાપને દૂર કરવાને કરે છે એમ ધારી જલદી ચિંતા છોડવી, કારણ કે ચિત્તમાં ચિંતા બહુકાળ સુધી રહે તો કાળ કર્મ સ્વભાવ વગેરે વધવાથી આસુરપ્રવેશરૂપ ઉપદ્રવ થતાં મુખ્ય ફલમાં વિલંબ થાય, અથવા તો પ્રતિબંધ થાય; માટે ચિંતા જલદી છોડવી. એ બતાવવા માટે त्यजत् અવ્યય લખ્યો છે. (૮).

એમ ઉપરના આઠ શ્લોકથી સેવા કરનારને ચિન્તા છોડવાના પ્રકાર કહ્યા. સેવામાં વિરોધ ન આવે તેમ લોકમાં સાક્ષિવત્ રહેવું. રાગ અને વૈરાગ્યનું વિષયભેદથી સ્થાપન કર્યું. ચિત્તમાં ઉદ્વેગ થાય ત્યાં પણ પ્રભુની લીલા માનવી. આ બધી બાબતો કહી ગયા, પણ બને તેવી જણાતી નથી; કલિકાલજન્ય ક્ષોભથી ચિત્તનું સમાધાન થઈ શકતું નથી. જ્યારે એમ છે તો શ્રીઆચાર્યચરણે કહ્યું તોપણ જીવને ઉપયોગી ન થાય તો તે ન કહ્યા જેવું જ સમજવું, કારણ કે દુઃખમાં એવી વાતથી ચિત્તનું સમાધાન થઈ શકતું નથી ! આ શંકાના સમાધાન માટે શ્રીઆચાર્યચરણ છેલ્લા શ્લોકમાં ચિત્ત સ્થિર થવા માટે આજ્ઞા કરે છે. ત્યાં શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે તેમ નિવેદીના ધર્મો કહ્યા તે તો નવમી ભક્તિ છે, પણ તે પહેલાંની શ્રવણથી સખ્ય સુધીની આઠ ભક્તિમાં પણ દરેક કઠણ છે ત્યાં નવમી આત્મનિવેદન ભક્તિની તો વાત જ શી કરવી? તેથી નિવેદીએ ચિંતા ન કરવામાં કહેલી બધી વાતો અસ્થાને છે ! આ શંકા મટવા માટે નીચેના શ્લોકની છેવટે આજ્ઞા કરે છેઃ

तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेवं सततं स्थेयमित्येव मे मतिः ॥ ९ ॥

જ્યારે એમ જ છે તો સર્વ રીતે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એમ નિત્ય બોલતા રહેવું એવી મારી સમજ છે.

ભક્તિમાર્ગમાં પ્રવેશ થયા પછી માર્ગરુચિમાં અનુગ્રહ નિયામક છે એ વાત यमेवैष वृणुते ઇત્યાદિ વરણશ્રુતિમાં કહી છે. આમ છે, ત્યારે પ્રતિબંધ થવો ન જોઈએ; છતાં પ્રતિબંધ જણાય તો તેનું કારણ પ્રારબ્ધ કાળ અથવા સ્વભાવ જ એમ જાણવું. એ પ્રતિબંધ મટવાનો ઉપાય તો કાલાદિના નિયામક પ્રભુને જ હાથ છે. એ સિવાય બીજા કોઈનું તેમાં કાંઈ ચાલે નહિ. પ્રભુને પ્રસન્ન કરવામાં કેવળ શરણાગતિ જ સાધન છે એ વાત ગીતાજીના ૧૮ મા અધ્યાયમાં શ્રીભગવાન્ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज એ શ્લોકથી

આજ્ઞા કરે છે તેથી સિદ્ધ થાય છે. ભગવાન્ શરણાગતના રક્ષક છે એ નિર્વિવાદ વાત છે. જ્યારે જીવ સ્વસાધનથી કરવાને અશક્ત છે એમ પ્રભુ જોશે ત્યારે શરણ્ય હોવાથી સ્વાત્મબળથી જીવનું સર્વ કાર્ય પોતે સિદ્ધ કરી આપશે એવો પ્રભુનો સ્વભાવ છે; એમ જાણી શ્રીઆચાર્યજી છેલ્લા શ્લોકમાં તેને જ સાધનરૂપ માની શરણાગતિનું સ્મરણ રાખવાની આજ્ઞા કરી, ભક્તનું તેથી જ સર્વ શ્રેય થવાનું સૂચવે છે. વળી અષ્ટમ સ્કંધમાં આપત્તિમાં ભગવત્સ્મરણ કરવાનો આપદ્ધર્મ કહ્યો છે, તે જેમ ગજેંદ્રને સિદ્ધ થયો તેવો ધર્મ પણ જીવને શરણાગતિના સ્મરણથી સિદ્ધ થવાનું સૂચવે છે.

ત્યાં શંકા થાય કે શરણાગતિ જ ઉત્તમ ઉપાય છેલ્લા શ્લોકમાં કહ્યો, ત્યારે તે જ પ્રથમથી બતાવવો હતો, પાછળથી શામાટે કહ્યો ? ત્યાં આજ્ઞા કરે છે કે ભક્તિમાર્ગના બધા અંશનો વિચાર પ્રથમ કહ્યો છે, તેમાં પ્રથમ કૃષ્ણાશ્રયમાં કહેલ સર્વ સહકારી ધર્મો આપોઆપ ફલ આપનાર નથી, તેમ જ વિવેક ધૈર્ય આશ્રયાદિ સાધનો પોતે જ અસાધ્ય હોવાથી દીન ભાવથી શરણાગતિ થાય તે પહેલાં શરણાગતિ થતી નથી, તેથી સર્વના અંતમાં એ શરણાગતિપૂર્વક કૃષ્ણસ્મરણ કહેલું છે. તે પણ સ્મરણ નિત્ય જોઇએ. ક્ષણવાર સ્મરણ છૂટે તો તેટલા કાલમાં આસુરભાવનો પ્રવેશ થાય છે એવું સૂચવવા નિત્ય પદ કહ્યું છે. અંતઃકરણમાં તેવો ભાવ હોય, અથવા ન હોય, તોપણ વાણીથી શરણાગતિનો ઉચ્ચાર થતો હોય તો આસુરાવેશ અતઃકરણમાં થવા ન પામે.

ઉપર કહ્યા પ્રમાણે શરણાગતિની ભાવના કરવી એ જ મુખ્ય છે તો પછી પ્રથમ સેવા આવશ્યક છે એમ કહ્યું છે તેને ગૌણતા આવી જાય ! એ શંકાના સમાધાન માટે કહે છે કે એમ મુખથી કહેતા રહેવું અને સેવામાં તત્પર રહેવું. સેવા છોડીને મુખથી બોલતા રહેવું એમ કહ્યું નથી; તેથી સેવાની કર્તવ્યતાને ગૌણતા આવતી નથી. શરણાગતિની ભાવનાને સેવાના અંગરૂપે ગણી છે, તે માર્ગપણાથી ઉપદિષ્ટ નથી; તેથી સેવા અને શરણની ભાવનામાં વિરોધ આવતો નથી, તેથી આ માર્ગમાં કૃપા જ સાધન છે; તેથી વરણશ્રુતિને અનુસારે માર્ગરુચિથી કૃપાનું અનુમાન કરીને સર્વ ભક્તોએ સેવા સ્મરણ કરવાં; છતાં જો સેવા સ્મરણ ન બને તો પ્રતિબંધનું અનુમાન કરવું. ભગવચ્છાસ્ત્રમાં શરણાગતિ એ જ સર્વ સાધનમાં પ્રતિનિધિરૂપ છે. આના સિવાય બીજો કોઈ ઉપાય નથી, તેથી ગીતાજીમાં છેલ્લે શરણાગતિનો ઉપદેશ છે. અહીં પણ મૂળશ્લોકમાં શ્રીકૃષ્ણ પદથી ભક્ત સહિત પુરુષોત્તમમાં સ્વરક્ષકપણાની ભાવના કરવાનું કહ્યું છે; તેથી તેનાથી જ સર્વસિદ્ધિ થવાનું સમજી નિરંતર શરણભાવના કરતા રહેવાથી જીવ કૃતાર્થ થાય છે. (૯).

ભગવાનની કૃપા વડે ભક્તિમાર્ગમાં પોતે કૃતાર્થ થવાની ઇચ્છાથી જે પ્રવૃત્ત થયો છે તેને અવશ્ય આ માર્ગનું ફલ મળશે એવી દઢતા સિદ્ધ થવા માટે આ નવરત્ન ગ્રંથમાં ચિંતા ન કરવાનું અને શરણ સ્મરણનું આવર્ત્તન કરવાનું કહ્યું છે. આ કથન સાધારણ જીવને માટે નથી. તેના દૃષ્ટાન્તમાં આજ્ઞા કરે છે કે આંધળાને સૂર્યથી પણ પ્રયોજન સિદ્ધ થતું નથી તેમ જ અનન્ય સિવાયને આ ગ્રંથમાં કહેલા ઉપાયોથી પણ કાંઈ સિદ્ધ થવાનું નથી. તાત્પર્ય એટલું જ કે આ ગ્રંથમાં કહેલા ચિંતા દૂર કરવાના ઉપાયો અને શરણભાવનાનું સ્મરણ તે કેવળ આત્મનિવેદીને જ કર્તવ્ય છે, અન્ય તેનો અધિકારી નથી. તેવા અનધિકારીને માટે શ્રીઆચાર્યચરણનો શ્રમ નથી; તેથી તેમણે આ ઉપદેશના ફળની આશાએ પ્રવૃત્ત ન થવું, કારણ કે અધિકારપરત્વે જ કર્ત્તવ્યનો ઉપદેશ હોય છે. (કારિકા ૧)

આ ગ્રંથ ભગવત્સિદ્ધાન્તના સાર રૂપ છે એમ કહેવામાટે શ્રીગુંસાઇજી આજ્ઞા કરે છે કે શ્રીમહાચાર્યજીરૂપી પંડિતે ભક્તિમાર્ગરૂપી સુધાસિંધુનું વિચારાત્મક મંથન કરી આ નવરત્નો પ્રકટ કર્યાં છે. તે ભક્તિમાર્ગમાં હતાં પણ આપણાં દૃષ્ટિગોચર તો શ્રીઆચાર્યચરણે જ કર્યાં. અત્રે શ્રીઆચાર્યચરણને પંડિત કહ્યા છે. 'પંડિત'શબ્દના અનેક અર્થો થાય છેઃ તેમાં સાચા ખોટાનો વિવેક જાણે તે પંડિત કહેવાય છે. વળી શાસ્ત્રાર્થમાં પ્રવીણબુદ્ધિવાળો પણ પંડિત કહેવાય છે. તેટલો અર્થ શ્રીઆચાર્યચરણને માટે પૂરતો નથી. પણ એકાદશસ્કંધમાં पंडितो बन्धमोक्षविद् બંધ અને મોક્ષને જાણનાર પંડિત કહેવાય છે એમ કહ્યું છે; ગીતાજીમાં ભગવાને પંડિતનું લક્ષણ કહ્યું છે કે यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः । ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः॥ જેના સર્વ આરંભ કામ અને સંકલ્પ રહિત હોય, વળી જ્ઞાનરૂપ અગ્નિથી સર્વ કર્મોને બાળનાર હોય, તેને ડાહ્યા પુરુષો પંડિત કહે છે. આ 'પંડિત' શબ્દનો અર્થ શ્રીમહાપ્રભુજીને માટે વિવક્ષિત છે. જો સ્વયં આવા પંડિત ન હોય તો ભક્તિમાર્ગનો વિચાર તે કરી ન શકે, કારણ કે દ્વિતીયસ્કંધમાં ભક્તિમાર્ગને સર્વ શ્રુતિના સારરૂપે કહ્યો છે. (કારિકા ૨)

તે નવરત્નો મેં વલ્લભિપને હૃદયમાં રાખીને ઉજ્જ્વળ કર્યાં છે. એમ શ્રીગુંસાંઇજી આજ્ઞા કરે છે કે ઉજ્જ્વળતાથી ભક્તના જાણવામાં આવે તો તેઓ તે ભાવોનો ઉપયોગ કરે; તો પ્રભુ તો તેવા ભક્તોને કોઈ કાલે છોડતા નથી. (કારિકા ૩)

અહીં આ સિદ્ધ થયુંઃ ભગવાનની સેવામાં ચિત્તની પ્રવણતા રાખવી, યથાશક્તિ સેવા કરવી, દુઃસંગને વર્જવો, પોતે અને પોતાનો પરિકર એ બધામાં

ભગવદીયપણાનું અનુસંધાન કરવું, અને ગ્રંથમાં કહ્યા પ્રમાણે બધા પ્રકારની ચિંતા છોડવી. જ્યાં પોતાની અશક્તિ જણાય ત્યાં ભગવાનની શરણાગતિની ભાવના કરવી. આમ જ્યારે જીવ સ્થિર રહે ત્યારે ઉદ્વેગાદિ પ્રતિબંધની નિવૃત્તિ થઈ સેવામાં લૌકિકતા મટી આધિદૈવિકતા ઉત્પન્ન થાય છે. માટે ઉપર કહ્યું છે તેમ સેવા કરાતાં કરાતાં સર્વાત્મકપણે શરણાગતિ એ જ ભક્તિમાર્ગમાં પરમ સાધન છે, એવો આ ગ્રંથનો આશય છે.

નવરત્નનો પ્રકાશ કરનાર વચનોનો મેં યત્નપૂર્વક અભ્યાસ કર્યો, તેથી વ્રજ-રત્નના હૃદયમાં મારે માટે કૃપા ઉત્પન્ન હો, જેનાવડે આ ચિત્તના શોકરૂપ જેવા શત્રુઓ(કામાદિક)નો સુખ વડે નાશ થાય.

એ પ્રમાણે શ્રીવલ્લભાચાર્યના ચરણમાં એકતાન એવા શ્રીપીતાંબરજીના તનુજ પુરુષોત્તમે કરેલા નવરત્નવિવૃતિના પ્રકાશને અનુસારે ગોંડળના શાસ્ત્રી કલ્યાણજી કાનજીએ કરેલો ગુર્જરાનુવાદ સંપૂર્ણ થયો.

# [1]श्रीनवरत्नतात्पर्य

સૃષ્ટિમાં પ્રકટ થઈને પરમ કલ્યાણ પ્રાપ્ત કરવાની ઇચ્છા સર્વ વિચારશીલ મનુષ્યને થાય છે. એ નિત્ય મોહક સાંસારિક સુખ પ્રાપ્ત કરવામાં કૃતાર્થતા તેઓ માનતા નથી. સર્વત્ર દૃષ્ટિ નાખવાથી તેમને નિશ્ચય થાય છે કે સકલ જગતમાં પરમ આનન્દ-સુખનું નિધાન પ્રભુરસસ્વરૂપ-કૃષ્ણ વિના અન્ય કોઇ નથી. પ્રભુ સિવાય અન્ય સર્વ આર્ત છે, દુઃખી છે, તેમાં મચ્યા રહેવાથી દુઃખ વિના અન્યની પ્રાપ્તિ થવી એ અસંભવ છે; આવો નિશ્ચય થવાથી 'सततं कृष्णं भजेद् बुधः' એ શ્રીમદાચાર્યજીના વાક્યાનુસાર સર્વ વસ્તુનો પરિત્યાગ કરીને આનન્દ-રસસ્વરૂપ-કૃષ્ણને ભજે છે; અર્થાત્ પરમાનન્દની પ્રાપ્તિનું પરમ કારણ રસસ્વરૂપ કૃષ્ણની ભક્તિ છે. એ ભક્તિની ઉત્કૃષ્ટતાના પ્રમાણમાં આનન્દપ્રાપ્તિની ઉત્કૃષ્ટતા સંધાય છે. ઉત્તમ પ્રકારની ભક્તિ જ જીવનું પરમ કલ્યાણ કરી શકે એમ હોવાથી શ્રીમદાચાર્યચરણ કર્મ, ઉપાસના, જ્ઞાન અને વિહિતભક્તિ એ સર્વને ગૌણ ગણીને સ્વતઃપુરુષાર્થરૂપ પ્રેમરૂપ નિખિલ પ્રપંચની વિસ્મૃતિપૂર્વક અત્યન્ત નિરોધાત્મક સ્વતંત્ર ભક્તિનો આધુનિક સર્વસાધનહીન જીવોને પ્રાયઃ ઉપદેશ કરે છે, અને સૂચવે છે કે એનાથી જ સર્વની પ્રાપ્તિ થશે. આ ભક્તિ નિરોધાત્મક છે, પ્રેમરૂપ છે. પ્રેમની ઉત્તમોત્તમ અવસ્થામાં ભક્ત પોતાનું સ્વત્વ પ્રભુને નિવેદન કરે છે, પ્રભુને પોતાનું સર્વસ્વ ઐહિક પારલૌકિક સમર્પે છે; અને 'दासोऽहं, कृष्ण तवास्मि' એવું વારંવાર અનુભવે છે. વળી દાસનો ધર્મ એવો છે કે પોતાના પ્રભુની જે ઇચ્છા તે જ પોતાની ઇચ્છા; તે પ્રમાણે પ્રભુની ઇચ્છાથી જે કંઈ સુખ વા દુઃખ લૌકિક વા અલૌકિક થાય છે તે સહન કરે છે; પ્રભુની ઇચ્છાને અનુસરવામાં જ કૃતાર્થતા માને છે. પ્રભુની ઇચ્છાને અનુસરતી વખતે એને પ્રભુનું સર્વકર્તૃત્વ અને સર્વફલદાતૃત્વ પણ સ્ફુરે છે; સર્વકર્તા અને સર્વફલદાતા પ્રભુ જ છે એમ એનો નિશ્ચય થાય છે. પોતે એ પ્રભુને સર્વસ્વ (પોતાનું બધું) નિવેદન કરેલું હોવાથી, પ્રભુ સ્વજનનું હિત કરવાવાળા હોવાથી ભક્ત સ્વતઃ નિશ્ચિન્ત બને છે; સ્વધર્મ-પ્રભુની સેવારૂપ-નિરન્તર સપ્રેમ આચરે છે; યદ્યપિ ભક્ત પોતે સ્વતઃ પ્રભુથી તો અત્યન્ત અધઃકક્ષામાં છે છતાં પણ પ્રભુ સ્વઅલૌકિક અનુગ્રહથી તેનું સ્વસમાનયોગ્યત્વ સંપાદન કરીને તેને ઉત્તમોત્તમ ફલનો આસ્વાદ કરાવે છે. ભક્ત પ્રભુની પરિચર્યાને જ સાધનરૂપ નહિ ગણતાં સ્વતઃ ફલરૂપ માને છે.

---

૧ આ ગ્રન્થ શ્રીમદાચાર્યજીએ સ્વસેવક ગોવિન્દ દુબેને ઉપદેશેલો છે.

આ તો ઉત્તમોત્તમ અધિકારીની વાત થઈ, પરંતુ કેટલીક વખત બ્રહ્મસંબંધ થવા છતાં તે પ્રતિબંધયુક્ત હોય છે. શ્રીમદાચાર્યજીની કૃપાદષ્ટિની વૃષ્ટિથી બ્રહ્મસંબંધ થયું છે, તથાપિ પ્રભુ એ જીવનો સર્વાંશે સ્વીકાર નથી કરતા; તેથી એ પ્રતિબંધના પ્રમાણમાં એ જીવની નિશ્ચિન્તતામાં ન્યૂનતા આવે છે, જેને પરિણામે ચિન્તાનો ઉદ્ભવ થાય છે. આ ચિન્તાને લીધે ભગવત્સેવામાં ન્યૂનતા આવે છે, તેથી જીવ કૃતકૃત્ય થતો નથી. આવું પરિણામ જીવને પ્રાપ્ત ન થાઓ એવી દયાથી શ્રીમદાચાર્યજી 'सिद्धान्तरहस्य' પછી 'नवरत्नग्रन्थ'નો ઉપદેશ કરે છે. પ્રથમ જ બ્રહ્મસંબંધ થયેલું હોવાથી ભગવદીયપણાનું સંપાદન થયું છે, છતાં પણ કાંઇ પ્રતિબંધને લીધે જીવ કાંઈક રીતે સંશયાત્મા બનીને ચિન્તાતુર થાય છે, અને તેથી ભગવત્સેવા કરતી વખતે પ્રભુમાં એનું ચિત્ત સર્વાંશે પરોવાતું નથી. આ ન્યૂનતા જીવની કૃતાર્થતાને ખંડિત કરે છે, તેથી શ્રીમહાપ્રભુજી નવ ગ્રહના રત્નરૂપ રક્ષા કરવાવાળા એવા નવ શ્લોક ઉપદેશે છે.

જીવની કૃતાર્થતા ભગવદીયપણાનું સંપાદન કરવાને જીવે કરેલું પ્રભુને આત્મસમર્પણ, પ્રભુનું સર્વકર્તૃત્વ અને તેથી ફલદાતૃત્વ, સર્વની પ્રભુની ઇચ્છાને અધીનતા, પ્રભુનું સર્વાત્મપણું, નિખિલ પ્રપંચની ભગવલ્લીલારૂપતા, સર્વ પ્રપંચ ભગવાનની ક્રીડારૂપ છે, પ્રભુ જ રક્ષક છે, એમ વારંવાર સંસ્મરણનું નવરત્નમાં શ્રીમહાપ્રભુજી સ્પષ્ટતાથી નિરૂપણ કરે છે.

સૌથી પ્રથમ દુઃખ અને ચિન્તાનું કારણ લૌકિક અહંતા તથા મમતા છે. 'આ મારું છે' 'આ તારું છે' ઇત્યાદિ મોહથી જીવ દુઃખ પામીને ચિંતાગ્રસ્ત થાય છે, ચિંતાગ્રસ્ત થવાથી વિક્ષિપ્તચિત્ત બને છે, તેથી ભગવત્સેવામાં તેને અન્તરાય પડે છે. આ અન્તરાય જીવને સ્વતઃપુરુષાર્થરૂપ ભગવત્સેવા સિદ્ધ કરવામાં મહાન્ બાધક થાય છે; તેથી શ્રીમદાચાર્યજી આનો મૂળમાંથી જ ઉચ્છેદ કરવાને જીવે પ્રભુને પોતે કરેલા આત્મસમર્પણનું સંસ્મરણ કરવાને વારંવાર ઉપદેશે છે. પ્રભુને જીવે પોતે જે આત્મસમર્પણ કર્યું છે તેના સંસ્મરણથી પોતાની લૌકિક આસક્તિ–પ્રાકૃત પદાર્થોમાં સર્વ પ્રકારની અહંતા મમતા–નિવૃત્ત થાય છે; પોતાનું સ્વીયત્વ પ્રભુને પોતે નિવેદન કરેલું સ્મરવાથી, તે તે વસ્તુથી થયેલા સુખદુઃખાદિનો સ્પર્શ એને થતો નથી; તેથી ચિન્તા પણ થતી નથી; એટલું જ નહિ પણ પ્રભુને પોતે આત્મસમર્પણ કર્યું છે તેથી પોતે પ્રભુનો જ દાસ છે એવું હૃદયમાં એને સ્ફુરે છે; પ્રભુની સેવા ચિન્તાવિયુક્ત થઇને સતત કર્યા કરે છે. આ ભગવત્સેવા કાયિક, વાચિક અને માનસિક એમ ઉત્તરોત્તર અવસ્થામાં પહોંચતાં સ્વતઃફલરૂપ થાય છે. અહીં ચિન્તાનો ત્યાગ કરવાનો પ્રકાર જે શ્રીમદાચાર્યજીએ ઉપદેશ્યો તે માયાવાદીના વૈરાગ્ય, શમદમાદિથી અત્યન્ત વિભિન્ન છે. અહીં ચિન્તાના કારણરૂપ વસ્તુને મિથ્યા ગણી હેય–ત્યાજ્ય

માનવામાં નથી આવતી, પરન્તુ એ વસ્તુ પ્રભુને નિવેદન થયેલી હોવાથી, એ વસ્તુમાં પોતાની મમતાનું તિરોધાન થાય છે. જેમ મમતા વિનાના પદાર્થોથી આપણને દુઃખ થતું નથી, તેમ અહીં પણ તેમ જ થાય છે, તેથી ચિન્તા થતી નથી. વળી અહીં જે વસ્તુમાં આપણને મમતા છે તે વસ્તુ સાક્ષાત્ પ્રભુને જ નિવેદન થયેલી છે. વસ્તુતઃ તો તે પ્રભુની જ છે, એટલે સર્વના વશી અને સર્વના ઈશાન પ્રભુ પોતાને નિવેદન થયેલી નિજ વસ્તુનું અહિત કેમ કરે? આથી જીવ આત્મસમર્પણથી વિશેષ નિશ્ચિન્ત બને છે. પોતે પ્રભુને પોતાનું સર્વસ્વ નિવેદન કરેલું છે એમ સંસ્મરણ વારંવાર થવાથી સ્વતઃ કૃતકૃત્ય માનીને, પ્રભુની સેવા ચિંતાવિયુક્ત થઇને દૃઢાસક્તિથી કરીને પરમ કલ્યાણપથમાં સંચરતો પરમ ફલ પણ કદાચિત્ પ્રભુકૃપાથી અનુભવે છે.

આ પ્રમાણે ચિન્તા દૂર કરવાનો એક પ્રકાર ઉપદેશીને શ્રીમહાચાર્યજી દ્વિતીય ઉપાય નિરૂપણ કરે છેઃ આ સકલ બ્રહ્માંડના નાયક પ્રભુ છે, આ સકલ વિશ્વનું તંત્ર પ્રભુ ચલાવે છે, એ સત્યનું અનુસંધાન અલ્પજ્ઞ જીવ વિસ્મરીને પોતે જ કંઈ કરે છે એમ દૃઢ આસક્તિથી માને છે. મેં આમ કર્યું તેથી આમ થયું, જો મેં આમ ન કર્યું હોત તો આમ ન થાત, ઇત્યાદિ અનેક સંકલ્પ વિકલ્પ પોતાના અહંકારથી થયેલા કર્તૃત્વ ઉપર કરે છે; તેથી નિશ્ચિન્ત બનતો નથી, એટલું જ નહિ પણ વારંવાર દુઃખી થઇને સ્વધર્મ–પ્રભુની સેવા કરવામાં શિથિલ બને છે. મુખ્ય કર્તા ભગવાન્ છે, અને તેના સંબંધથી જ પોતે પણ કર્તા છે, તે ભૂલી જાય છે. જ્યારથી પ્રભુએ સૃષ્ટિ પ્રકટ કરવાની ઇચ્છા કરી ત્યારથી જ પ્રભુએ તો નિર્માણ જ કર્યું છે કે આ જીવને હું આ કરાવીને આ ફલ આપીશઃ 'तमेव साधु कर्म कारयति यमेभ्यो लोकेभ्य उन्निनीषति' ઇત્યાદિ શ્રુતિ પ્રમાણે પ્રભુ જે ફલ જે જીવને આપવું હોય તે પ્રમાણે તેની પાસે કર્મ કરાવે છે. અર્થાત્ સુખ વા દુઃખની પ્રાપ્તિ સ્વ(જીવના)કર્તૃત્વમાંથી ઉદ્ભવતી નથી, પણ પ્રભુકૃત જ છે. સર્વકર્તા તથા સર્વફલદાતા ભગવાન જ છે, પોતે ભગવાનને પોતાનું સર્વસ્વ નિવેદન કરેલું હોવાથી, ભગવાન્ સર્વકર્તા અને સર્વફલદાતા પોતાનું અહિત ન જ કરે એવો નિશ્ચય જીવને થાય છે; તેથી નિશ્ચિન્ત થઇને પ્રભુની સેવા નિરન્તર કરવા પ્રવૃત્ત થાય છે. અહીં કર્તૃત્વમાંથી ઉદ્ભવતી ચિંતા નિવૃત્ત કરવાનો પ્રકાર માયાવાદથી વિલક્ષણ છેઃ માયાવાદમાં એ ચિંતા દૂર કરવાને પ્રભુના કર્તૃત્વને તિલાંજલિ અપાય છે, ભક્તિમાર્ગ તરફ વિરોધને લીધે ભગવાનના માહાત્મ્યનો નાશ ત્યાં થાય છે. પ્રભુનું કર્તૃત્વ મિથ્યા છે એમ કહીને જીવ પણ જે વસ્તુતઃ ખોટો છે તેનું કર્તૃત્વ તો તદ્દન મિથ્યા છે, અને તેથી જીવે ભ્રાન્તિથી પોતાના માનેલા કર્તૃત્વને ત્યજીને ચિંતા દૂર કરવી એ માયાવાદનું મર્મ છે; પરન્તુ એ સર્વ આ કોટિબ્રહ્માંડમાં પ્રકટ થતા

